ગુવઝારામ કૃત

# ળગરબાવળીના અર્થ

## કવિતાના વિવરણ સાથે.



લેખક તથા પ્રકાશક,
સૌ. પરસન હસમુખરામ રાવળ.
ધ્રાંગધ્રા લેડી ર. ગર્લ્સ સ્કુલની હેડ મિસ્ટ્રેસ.



કીંમત ત્રણ આના.

નવલરામ કૃત

# બાળગરબાવળીના અર્થ

## કવિતાના વિવરણ સાથે.

લેખક તથા પ્રકાશક,

સૌ. પરસન દલસુખરામ રાવળ.

[illegible] લેડી રે. ગર્લ સ્કુલની હેડ મિસ્ટ્રેસ.



આવૃત્તિ પહેલી. પ્રત ૫૦૦.

સંવત્ ૧૯૭૨. સને ૧૯૧૬.

કીંમત ત્રણ આના.

# કીમતી ખબર.

વિ. સં. ૧૭૦૯ ની સાલના એક યતિના હસ્તલિખિત પુસ્તક ઉપરથી તૈયાર કરેલી દવાઓ.

## મદન મોહન ગુટિકા.

આ ગોળીઓથી ખાધેલું પાચન થઇ રોજના કરતાં લગભગ બમણો ખોરાક લેવાય છે. તેથી લોહીમાં સારો વધારો થઇ શરીર મજબુત થાય છે. તેની સાથે મગજને પુષ્ટી મળે છે તેથી મગજની મહેનત કરનારા શિક્ષકો માટે આ એક ઉત્તમ ઔષધ છે, અને તેથીજ શિક્ષકો માટે તેનો ભાવ ઘણો સસ્તો, એટલે એક રૂપીઆની બત્રીસ ગોળીઓનો રાખ્યો છે. અન્ય બંધુઓને રૂપીયા એકની ૨૪ ચોવીશ ગોળીઓ આપવામાં આવે છે.

## મદન દીપક.

આ ગોળીઓ પણ તદન વનસ્પતિની બનાવેલી છે. ને તે ઉપરની ગોળીઓ જેટલોજ ફાયદો આપે છે. તેથી તેનો ભાવ પણ ઉપરની દવા જેટલોજ રાખ્યો છે.

આ સિવાય કોલેરાની અને તાવની ગોળીઓ રૂપીઆ એકની ચાર ડઝન આપવામાં આવે છે. દાંતનું મંજન વૈદક શાસ્ત્ર પ્રમાણે બતાવેલું. દશ તોલાનો રૂ. ૧.

ઉપરની દવાઓમાં રસાયણનો ભાગ બિલકુલ નહિ હોવાથી કોઇ પણ જાતની પરહેજી પાળવી પડતી નથી.

પોસ્ટેજ ખર્ચ જુદું પડશે. સામટી મંગાવનારને સારૂં કમીશન આપવામાં આવે છે, તેમ મંગાવનારને વી. પી. થી મોકલવાનો રિવાજ રાખ્યો છે.

---

# પ્રસ્તાવના.



ઉત્તર પ્રાન્તની ગુજરાતી કન્યાશાળાઓમાં પહેલાં કે. કવિ દલપતરામ ડાહ્યાભાઈની રચેલી ગરબાવળી ચાલતી હતી, તે એવી તો સરલ ભાષામાં રચાયેલી હતી, કે તેના શબ્દના અને કવિતાના અર્થ માટે કોઈ પણ કન્યાશાળાની શિક્ષકને કહેવાપણું હતું જ નહિ. પણ તે ગરબાવળી નીકળી ગઈ અને તેની જગોએ મર્હૂમ સાક્ષર શ્રી નવલરામભાઈ લક્ષ્મીરામ કૃત બાળગરબાવળી દાખલ થઈ. આ ગરબાવળીની ભાષા અને વિચાર પ્રૌઢ છે તેની સાથે કેટલાક શબ્દો અને કવિતાના શબ્દાર્થ એવા તો આવેલા છે, કે તેનો અર્થ અથવા ભાવાર્થ ઝટ સમજી શકાતો નથી. તેમ કોઈ કોઈ ઠેકાણે કેટલીક કવિતા એવી છે, કે તેનો શબ્દાર્થ અને ભાવાર્થ સહેલથી સમજી શકાતો નથી.[1] આટલા માટે આ લેખકે પંદરેક વરસ ઉપર પોતાની કન્યાશાળા માટે ચાર ધોરણ સુધીની નોટ લખી પ્રસંગે તેનો ઉપયોગ કર્યો હતો. આ નોટ કાઢ્યાની ખબર બીજી કેટલીક સ્ત્રી શિક્ષકોને થતાં, તેમણે પણ પોતાની કન્યાશાળાઓ માટે તેના ઉતારા કરી લીધા હતા, ને તેથી– તેમને પોતાના કામમાં સારી મદદ મળી હતી.

આવી નકલો ઉતારી લેતાં કેટલીક સ્ત્રી શિક્ષકોને કંટાળો આવતાં તેમણે તે નોટને પુસ્તક રૂપે છપાવવા માટે કહેવાથી આ ચોપડી બહાર પાડવામાં આવી છે ને તેમાં પાછળથી

---

૧ આવા કેટલાક શબ્દો અને કવિતા માટે લેખકે ગુ. શાળાપત્ર માટે ચર્ચાપત્ર લખી મોકલ્યું છે.

પાંચમા ને છઠ્ઠા ધોરણની ગરબીઓનો વધારો કરવામાં આવ્યો છે.

આ ચોપડીનો ઉપયોગ મુખ્યત્વે કરી કન્યાશાળાની શિક્ષકોને કરવાનો છે. તે બાળકીઓના હાથમાં મૂકી, એક શબ્દને બદલે બીજો શબ્દ કહેવડાવી, ગોખણપટ્ટી કરાવવાનો નથી; તેમ છતાં જરૂર જણાયે તેમના હાથમાં મૂકવામાં આવે તો શિક્ષકે તેમાંના શબ્દોના અર્થ શીખવતી વખતે તેને એટલા વિસ્તારથી શિખવવ કે તેનો ભાવાર્થ તેમના ખીલત મગજમાં બરોબર ઠસી શકે. ને તે પછી પર્યાય શબ્દ કહેવડાવે તો હરકત જેવું નથી.

આવી વખતે કોઈ પદાર્થનું નામ આવતું હોય તો તે પદાર્થ–પ્રત્યક્ષ બતાવવાની જરૂર છે. આ પ્રમાણે 'ચક્ષુભિસત્યમ્" થવાથી તે પદાર્થનો અર્થ કદી પણ મગજમાંથી ખસી શકતો નથી.

છેવટે મ્હારી સ્ત્રીશિક્ષક બહેનોને એટલી જ વિનતિ છે, કે દરેક શિક્ષકે શીખવવાની પદ્ધતિ પ્રમાણે જ આ ચોપડીનો ઉપયોગ કરવાનું લક્ષમાં રાખી, તે પ્રમાણે શીખવવાનું લક્ષમાં રાખશે તો ચોપડી લખ્યાનો હેતુ કંઈક અંશે પાર પડશે.

આ ચોપડીમાં કાંઈ પણ ભૂલ, અથવા ભૂલો જણાતાં તે મ્હને લખી જણાવવા કોઈ બહેન તસ્દી લેશે તો તેમનો આભાર માનવામાં આવશે, તેમજ તે ઘટિત હશે તો તેનો બીજી આવૃત્તિ વખતે બનતો ઉપયોગ પણ થશે.

લૂણાવાડા લેડી રે ગર્લ.<br>સ્કુલ તા. ૨૫–૪–૧૫ } **સૌ. પરસન દલસુખરામ રાવળ**

નવલરામભાઈ કૃત

# બાળ ગરબાવળીના અર્થ

## કવિતાના વિવરણ સાથે.

---

## ગરબી પહેલી.

---

### બાળ પ્રાર્થના.

બાળ-બાળક, ન્હાનાં છોકરાં. પ્રાર્થના-સ્તુતિ. ન્હાનાં બાળકોએ કરવાની સ્તુતિ.

ઈશ્વર-પ્રભુ, પરમેશ્વર. પ્રાણી-જીવ. માત્રના-તમામના, શક્તિ-બળ, જોર. માપ-છેડો, હદ. પાય-પગ. પ્રેમ-હેત, ભાવ. અમપર-અમારી ઉપર. રહેમ-દયા ભાવ. ક્ષેમ-કુશળ, સાજાં તાજાં. માત-મા, તાત-બાપ. ભાંડુઓ-ભાઈ બહેનો. સાથ-ટોળું, જથો. અન્ન-અનાજ. વસ્ત્ર-લુગડાં. આબરૂ-કીર્તિ, જન-માણસ. સંકટ-દુ:ખ. ટાળજો-કાઢી નાખજો. વહાલ-હેત, પ્યાર. સુબુદ્ધિ-સારી બુદ્ધિ. કુતર્ક-નઠારા વિચાર. કુચાલ-નઠારી ચાલ. સેવ-સેવા, ચાકરી.

સદા-હંમેશાં. અહમેવ-અહંકાર. માયાળુ-માયાવાળું, મળતાવડો સ્વભાવ. મીઠા બોલ-બીજાને સારા લાગે તેવા બોલ. ભાવ-પ્યાર, પ્રેમ. જગ-દુનિયા. નિભાવ-ટકાવી રાખવું. સુમાર્ગ-સારો રસ્તો. દિલ-મન. વસાવ-રાખ. પરમાર્થ-પાર-

કાનું ભલું કરવું. પૂર્ણ–પૂરેપુરૂં. વિદ્યા–શારદા, સરસ્વતિ. વ્યસન–લત, ટેવ. અંતર આંખો–દિલની અંદરની આંખો. જ્ઞાન ચક્ષુ. સમજણની આંખો. શુદ્ધ–સારો, ચોકખો. સત્ય–સાચું. જોગ–લાયક. અયોગ્ય–ઘટે નહિ તેવું, ખોટું. પ્રભુ–પરમેશ્વર, ભગવાન.

૧. હે પ્રભુ, આપ ઇશ્વિર છો તેથી આપની પાસે હું માગું છું. આપ તમામ પ્રાણી માત્રના માબાપ છો. આપના બળનું કાંઈ માપ નથી. એટલે આપનું બળ ઘણું જ છે. હે પ્રભુ, આપને પગે લાગી હું આટલું માગું છું કે—

૨. પ્રથમ–પહેલાં–તો હું આપની મહેરબાની માગું છું. આપ, હમારી ઉપર રહેમ નજર એટલે દયા ભાવ રાખો. તમારી મહેરબાનીથી જ હમે સુખશાતામાં રહીશું.

૩. મારી બા પણ સુખશાંતિમાં રહે એમ માગું છું. તેમ મારા બાપા પણ સુખી રહે. વળી મારાં ભાઈ તથા બહેનો પણ કુશળ ક્ષેમ રહે, તેટલું માગું છું.

૪. હે પ્રભુ, અમારૂં તમે પાલન પોષણ કરજો, અને અમને ધાન્ય, કપડાં, અને આબરૂ આપજો. અને તેની સાથે તમામ માણસોનાં દુઃખ કાપી નાખજો. (કાઢી નાખજો)

૫. હું ઘણા પ્રેમથી માગું છું, કે મારા જેવા બાળકને સારી અક્કલ આપો, અને મારા અંદર રહેલા નઠારા વિચાર, અને ખોટી રીતભાતને કાપી નાખો.

૬. હું મારાં માબાપની સેવા ચાકરી કરૂં, અને હંમેશા સાચું બોલવાની ટેવ રાખું, એટલું માગું છું. તેમ મારા મન-માંથી અહંકાર કાઢી નાખો.

૭. હું માયાળું સ્વભાવની થાઉં, અને બધાંને સારૂં લાગે તેવું બોલી, બધાં પર સ્નેહ રાખું, એવું માગું છું. જેથી કરી જગતમાં મારો નિભાવ થાય.

૮. હે પ્રભુ, મને સારો રસ્તો બતાવ. અને મારા મનમાં દયા વસાવ, એટલે કે, હું દયાળુ સ્વભાવની થાઉં તેમ કર. મારા હાથે પારકાનું ભલું થાય તેમ કર. હું તારી પાસે એટલું માગી લેઉં છું.

૯. મને વિદ્યાનું વ્યસન ચોટે, એટલે હું વિદ્યા ભણવામાં મંડી રહું, ને તેથી મારી અંતરની આંખો ઉઘડે, એટલે હું મનથી સારૂં ખોટું પારખી શકું, તેટલું માગું છું. વળી મારા દિલમાં સત્યનો સૂર્ય ઉગાડજે, એટલે તેથી કરીને હું સત્યને રસ્તે ચાલું. એટલું હે પ્રભુ તારી પાસે માગું છું.

૧૦. હું આપની પાસે માગવા યોગ્ય છું, અને હે બાપ, આપ તે આપવાને યોગ્ય છો, હવે:જે નુકસાન વગરનું હોય, જેનાથી મને નુકસાન ન થાય—તે આપો. હે પ્રભુ તને હું પગે લાગીને આટલું માગું છું.

---

## ગરબી બીજી.

### નિશાળે જતી છોડીનું વર્ણન—વા'લી બેન.

વહાલી—પ્રિય. છોટી—ન્હાની. ડા'પણ—ચતુરાઈ, રાઢો—વઢવાડો, ટંટા. વા'ણે—સવારે. પ્રીતે—ખુશીથી. ભૂપા—પાણીપા. કાળે—વખતે. સાહી—પકડી. ઠમ ઠમ—જમીનને પગ ઠોકીને ચાલતી. સરસ ઠરે છે—સારી નક્કી થાય છે. હર્ખ—આનંદ. રસાળી—રસ વાળી. સાંભળવાને મન થાય તેવી. દુનિયા—જગત. મન ગમે—મનને ગમે તેવી, ખુશી પડે તેવી.

૧. મારી વહાલી બ્હેન ઉંમરમાં ન્હાની છે, પણ તેનામાં ડહાપણ ઘણું છે. મારી વહાલી બ્હેનને ટંટો ગમતો નથી, ને આખો દહાડો હસ હસ કરે છે. આનન્દમાં રહે છે.

૨. મારી વહાલી બ્હેન, સવારના પહોરમાં બધાં કરતાં વહેલી ઉઠે છે, મારી વહાલી બ્હેન, રોજ દાતણ કરે છે, ને ખુશીથી ન્હાય છે. બીજાં છોકરાં પેઠે તેને ન્હાવા માટે કહેવું પડતું નથી.

૩. મારી વહાલી બ્હેન, રોજ વાળ ઓળાવે છે, (માથું ઓળાવે છે.) ને રોજ કપાળ લુછાવે છે. (કપાળ મોટું થવા તથા રૂવાંટી ખરી જવા–માટે બૈરાં, છોકરીઓનાં રોજ કપાળ લુછે છે.)

મારી વહાલી બ્હેન એની મેળે સો સુધી ગણી જાય છે, ને પહેલી[1] ચોપડીનો પહેલો પાઠ 'મા ભૂ પા' ખુશીથી વાંચે છે.

મારી વહાલી બ્હેન, રોજ નિશાળે જાય છે, કોઈપણ વખત નિશાળે આવવાનું ભૂલતી નથી.

તે રોજ નિશાળે સ્લેટ લેઇને જાય છે, ને બહુ ડાહી જણાય છે.

મારી વહાલી બ્હેન, લખવા માટે પેન માગે છે, ને ઘરમાં બધાંને ઘણી વહાલી લાગે છે.

મારી વહાલી બ્હેન, ઠમ ઠમ કરતી ચાલે છે, ને હાથમાં

---

૧ હોપ સીરીઝની પહેલી ચોપડીનો પાઠ, નવી સીરીઝમાં ત્હેને ઠેકાણે 'મા ચા પા.' છે.

ચોપડી ઝાલી રોજ પાઠ કરે છે, ને બધી છોકરીઓમાં તે સારી ગણાય છે.

તે ચોપડીમાંથી વાતો વાંચે છે તે સાંભળી બધાંને હર્ષ થાય છે.

મારી વહાલી બહેન, તાલી દેઇને રસિક ગરબીઓ ગાય છે.

મારી વહાલી બહેનનાં વચન ઘણાં મીઠાં લાગે છે, તેવાં વચન મેં જગતમાં બીજે કોઈ પણ ઠેકાણે દીઠાં નથી.

મારી વહાલી બહેન, તમે મને ઘણાં વહાલાં લાગો છો માટે તમને ગમે તે વસ્તુ માગી લો.

---

## ગરબી ત્રીજી.

### છોડીઓની ઉજાણી.

હળીમળી–સંપ સંપી. ઉજાણી–એકોત. ખોળી–શોધી. અજીઠી–એઠી, ખાધેલી. કોકડીઓ–સુકાઈ ગયેલાં રાયણાં. બર્ફ–ઠરી ગયેલું પાણી. ખપે–કામ આવે. સક્કરપારા–સૂખડીને થાળીમાં પાથરી ચપ્પાવતી ચોસલાં કરે છે તે. ગટ્ટ કરી ગઈ–તરત જ ખાઇ ગઈ. પાંચ પકવાનનાં નામ–બરફી, જલેબી, કળીના લાડુ, કોપરાપાક, ને ઘેબર. સળવળે–ખાવાનું મન થાય. મગદળ–મગના લોટનું દળ. ગળગળતું–ઘીથી નેતરતું. મોં બળતું–મોં બળે એવું તીખું. છુપાવી–સંતાડી. પાછી વાળી–પાછી કાઢી. ચોરીને લાવેલી તેથી તેનું ન રાખ્યું. પ્રેમે–હેતે. મિજબાની–જ્યાફત.

સૌ બહેનો આવો, આજ આપણે સંપસંપીને ઉજાણી

કરીએ. સૌ કાંઇને કાંઈ ખાવા માટે ઘેરથી લેતાં આવો, કે જેનાથી આજ આપણે ઉજાણી કરીએ.

ઉજાણી માટે કોઈ છોકરી ચણા, અને કોઈ છોકરી જુવાર, કે મકાઈની ધાણી લાવી, તો કોઈ કોપરૂ ને ખાંડ લેઈ આવી.

કોઈ છોકરી ઘરમાંથી ખજૂર શોધી લાવી, ને એક છોકરી ચારોળી લેઈ આવીને રસ્તામાં ખાતી ખાતી ત્યાં આવી. તે દેખીને

એક છોકરીએ કહ્યું, કે એ તો એઠી થઈ, તેથી હવે હમારે કામમાં નહિ આવે. કોઈ મીઠી બદામો લાવી.

કોઈએ સોધાં પસ્તાં આણ્યાં, પણ તે ખોરાં થઈ ગયાં છે, એમ સૌએ કહ્યું. તેમ છતાં તેને વખાણ્યાં ખરાં.

કોઈ કોકડીઓ, કોઈ દ્રાખ, અને કોઈ આખો મૂળો લાવી. કોઈ બરફના જેવી ધોળી બરફી લાવી, તે જોઈ હરખથી બધાં બાળક કૂદી ઉઠયાં.

કોઈ હેતથી પેંડો લાવી, પણ તે એટલો કઠ્ઠણ હતો, કે તે કોઇના હાથથી ભાગી શકયો નહિ, પણ છેવટે પત્થરથી તે હાર્યો, એટલે પત્થરથી ભાગી ગયો. એક છોકરી સારો લાડવો લેઈ આવી.

તે જોઈ બીજીએ કહ્યું કે, આ પાણીનો લાડવો હમારાથી ખવાય નહિ, જો ખાઇએ તો હમે વટલાઈએ. તે સાંભળી તેણીએ કહ્યું કે, જો તેમ છે, તો હમે તમને આ લાડવો નહિ મૂકીએ. જેને ખપતો હશે તેને જ મૂકીશું.

કોઈ સક્કરપારા, કોઈ ગોળપાપડી, અને કોઈ ખારા

મમરા લાવી. તો કોઈ મનને પસંદ પડે તેવા ગાંઠીયા લેતી આવી. તે તો સૌ રમતાં રમતાં તરત ખાઈ ગયાં.

કોઇ છોકરી પાંચે પકવાન લાવી, તે જોઇ ખરેખર બધી છોકરીઓની જીભ સળવળવા લાગી, ખાવા માટે મોંમાં પાણી છૂટયું. જીભ લલચાઇ.

કોઇ છોકરીએ મોં બળી જાય એવું તીખું અથાણું આણ્યું. કોઇ ખોબો ભરીને ખારેકો લાવી. તો કોઇ છોકરી પાપડી સેકીને લાવી.

એક છોકરી, ઘેરથી છાનું માનું સંતાડીને (પોતાના મા-બાપને કહ્યા વિના ચોરીથી) લાવી. પણ જેવી તે આવી તેવી જ તેને તે તરત ઘેર મૂકી આવવા પાછી મોકલી, ને કહ્યું કે બહેન, આ તો ચોરી કહેવાય, માટે હવેથી આવું કામ કરતી નહિ. માબાપને કહ્યા વિના કાંઇ પણ લાવવું નહિ.

એક ગરીબ બિચારી છોકરી રોતી રોતી પાછી આવી ને કહેવા લાગી, કે મારી મા કાંઇ આપતી નથી. તેથી શું કરૂં ? તે કાંઇ પણ ન લાવી, છતાં તેને કાઢી મૂકી નહિ, પણ હેતથી પાસે બેસાડીને તેને પણ ખાવાનું આપીને મિજબાની કરી. ને વહાલથી સૌએ વહેંચી ખાવા માટે કહ્યું. તે પ્રમાણે ખાઇ કરીને ગરબા ગાવા લાગી.



## ગરબી ચોથી.

### ગુજરાતનો વનસ્પતિ વૈભવ.

વનસ્પતિ–ઝાડ, વેલા, છોડ વગેરે. વૈભવ–શોભા, ખૂબિ. રૂડો–સારો, સુંદર. જગદીશ–જગતનો ધણી, પરમેશ્વર. જગત્–

દુનિયા. ઘડયો–બનાવ્યો, રચ્યો. લીલાલહેર–આનન્દ આનન્દ. ધન–પૈસો, નાણું, દ્રવ્ય. ધાન્ય–અનાજ, દાણા. ભૂધર–પરમેશ્વર, પૃથ્વીને ધરનાર. મહેર–કૃપા, મહેરબાની. ઝાઝા–વધારે, ખૂબ, ઘણા. આદે–બીજી કળશી–સોલ મણ. કાચું સોનું–કાચો માલ. કાચું રાખ્યું નથી–કાંઇ બાકી રાખ્યું નથી. કચાશ રાખી નથી. કીરતાર–પરમેશ્વર, બનાવનાર, કરનાર. કૃપા–મહેરબાની. ભરતખંડ–હિન્દુસ્તાન. ભારે–મ્હોટી, ખૂબ. દળદર–આળસ. મમત–મત. ગાડરવત–ઘેટાની પેઠે, ઘેટા જેવો. ઇર્ષા–અદેખાઇ, દ્વેષ. ગર્વે–અહંકારે. ગરૂઓ–રૂપાળો, સુંદર. સ્વદેશ–પોતાનો દેશ. વાંચ્છો–ઇચ્છો, ચાહો. સજી–બનાવી. વિદ્યામાતા–શારદામાતા. કશી–બાંધી. કમર–કેડ. ખૂંખારી–ખૂંખારા કરી. ફતેહ–જીત, વિજય. બહાર પડો–મેદાન પડો, આગળ આવો.

ગુજરાતનો પ્રદેશ ઘણો સારો છે, તેને પરમેશ્વરે ઘણો સારો બનાવ્યો છે. જ્યાં જ્યાં જોશો ત્યાં ત્યાં આનંદ આનંદ છે. પૈસો, અને અનાજ માટે પરમેશ્વરની કૃપા છે. (પરમેશ્વરે કૃપા કરી પૈસો અને દાણા પુષ્કળ આપ્યા છે.)

ગુજરાતમાં જુવાર, બાજરી, ડાંગેર, ઘઉં, ચણા, મગ તુવેરો ને ચોળા થાય છે તેમ. મઠ, અડદ, મકાઇ, ને જવ બહુ પાકે છે, વળી તલ, અલશી, ને દીવેલી વગેરે હજારો કળશી થાય છે, હું ખરૂં કહું છું કે, તે બધું ગણેથી ગણાઇ શકે તેવું નથી. ગુજરાતમાં કાચું સોનું (માલ) પાકે છે.

આ પ્રમાણે પરમેશ્વરે કાંઇ અધુરાપણું રાખ્યું નથી. ભરતખંડ–હિંદુસ્તાન ઉપર પરમેશ્વરે મોટી મહેરબાની કરેલી છે,

પણ હે ભાઇ; આપણી જ મોટી ભુલ છે કે, આપણે આળસ-માં ડુબી ગયા છિયે (ઘણા આળસુ થઇ ગયા છિયે) જો આવો દેશ બીજા કોઇને મળ્યો હોય તો તે આખા જન્મારામાં દુઃખ શબ્દ શું છે, તે પણ તેના જાણવામાં આવે નહિ. મતલબ, કે તે હંમેશા સુખી રહેવાથી દુઃખ માત્ર પણ જાણે નહિ.

આપણા લોકો, અક્કલ વાપરી બીજા દેશમાંથી હુન્નર લાવતા નથી (બીજા દેશમાં જઇ હુન્નરકળા શીખી આવતા નથી.) ને ઘેટાંની પેઠે ચાલી અહંકાર રાખે છે.

માટે અહંકાર, આળસ, અદેખાઇ, છોડી દેઇને દેશના ભલા માટે ચારે તરફ ફરો.

ને દેશની મમતા રાખીને તેને પાછો રૂપાળો કરો. તેમ જ સુતાં ને બેસતાં પોતાના દેશનું સુખ તાકો. તેની સાથે સંપ રાખો, ને વિદ્યામાતાની સેવા કરો. તેમજ હુન્નરકળામાં મદમાતા એટલે જોરાવર થાઓ. તેમજ ખુંખારો કરી એટલે જાગૃત થઇ બહાર પડો, હું કહું છું કે તેમાં તમને જરૂર ફતેહ મળશે. (તમારી જીત થશે.)

---

# ભાગ ૨ જો.

## ગરબી પાંચમી.

બગીચો-બાગ, ફાલ્યો-બહુ ઘટાવાળો થયો. ફુલ્યો-ફૂલ વાળો થયો, પ્રખ્યાત-પ્રસિદ્ધ, જાણિતો. ઝુંડ-જથો. હીસે-ખુશી થાય. ચોગમ-ચારે દિશાએ, ચારે બાજુએ. સેનાઓ-લશ્કરો, ફોજ. મણા-બાકી. રૂડી-સારી. માયા-સ્નેહ. અમૂલ-જેની કીંમત ન થઇ શકે તેવું, ભારેમાં ભારે કીંમતનું. બુધ-હીણા-અક્કલ વગરના, બુદ્ધિ વિનાના. ખપ-જરૂર. વાંક-ગુનો. ઝુકે છે-નમી રહે છે. ચમરીઓ-છોડની ટોચનો ભાગ. કુંભ-સ્થળ-હાથીના માથાનો ભાગ. ઝવાહિર-હીરા, માણેક વગેરે. કદંબ-એક જાતનું મોટું ઝાડ થાય છે. ગગન-આકાશ. ખજુરાં-ખજુરીનાં ફળ. કદલી-કેળ. પપાઉં-એક જાતનું ફળ છે. મઝાદાર-સ્વાદિષ્ટ.

ગુજરાત પ્રાન્ત ખરેખરો એક બગીચા-બાગ-જેવો છે. તે ખૂબ ફાલેલો ને ફુલેલો પ્રસિદ્ધ છે. જ્યાં આગળ બહુ ઝાડનાં ઝુંડ દેખાય છે. તે જોતાં જોતાં જીવ હર્ષ પામે છે

વડની ઘટા ચારે બાજુએ ફેલાઇ રહે છે, જેની છાયા તળે લશ્કરો ઉતારો કરે છે. ઘણા આંબા હારોહાર ઉગી રહે છે. તેની કેરીઓના સ્વાદમાં કાંઇ બાકી રહે છે કે? કાંઇ બાકી રહેતી નથી. મતલબ, કે ઘણી જ મીઠી લાગે છે.

લીમડાની છાયા ઘણી સારી ગણાય છે. આમલીની છાયા નઠારી ગણાય છે. (આમલીની છાયા રોગકર્તા ગણાય છે માટે નઠારી કહી છે.) આ કપાસનો છોડ કેવો સારો દેખાય છે? તે જાતે ન્હાનો છે, પણ ત્હેના રૂનાં કપડાં આખા

જગતના માણુસોનાં શરીર ઢાંકે છે. (માણુસો કપાસમાંથી નીકળતા રૂનાં કપડાં પહેરી શરીર ઢાંકે છે.)

આ ખસખસનું ખેતર કેવું ખિલી શોભી રહ્યું છે. તેના છોડવાંના રસમાંથી ભારે કીમતનું અફીણ નીકળે છે. તે અક્કલ વિનાના બેવકૂફ માણુસો, વગર જરૂરે ખાય છે. (વૈદ્ય લોક રોગ ઉપર ખવડાવે ને ખાય તો હરકત નહિ, પણ નિશા-કેફ માટે નકામું અફીણ ખાવું એ મૂર્ખાઈ છે.) ને તેથી એકદમ મરે છે, અથવા ધીમે ધીમે પૈસા ટકાથી ખરાબ થઇને મરે છે તેમાં અફીણનો કાંઈ વાંક નથી.

આ ખેતરમાં શેરડીના ઉભા છોડ કેવા શોભે છે? તેને છેડે ચમરીઓ આવેલી છે. તે પણ કેવી નમી રહી છે? પેલું ફણુસ કેવડું મોટું છે? હાથીના માથા જેવડું દેખાય છે.

આ બધાં ઝાડ ઝવાહિર-એટલે હીરા માણેક જેવાં કીમતી છે. (તેનાં ફળ વેચવાથી હજારો રૂપિયા આવે છે માટે ઝવાહિર જેવાં કહ્યાં છે) તેમાંથી કોનું વર્ણન કરૂં, ને કોને છોડી દેઉં? આસોપાલવ, કદંબ, પિપળ, બીલી, ને જાણે આકાશને પડતું રોકી રાખતું હોય તેવું તાડનું ઝાડ બહુ જ ઊંચું છે.

વાંસ, સાગ, સરગવો, બાવળ, આવળ, ખાખર, અને ખજુરાં લાગે તેવાં ખજૂરીઓનાં ઝાડ, વળી જમરૂખી, (જામફલી) કમરખી, બોરડીઓ, સીતાફળી, (અનુસડી) કેળ. દાડમડીઓ, કોઠી, રાયણનાં ઝાડ છે, તેમજ રાયણ, લીંબુ અને જાંબુ-જાંબુડાનાં તથા નારંગી, અંજીર, ને લાંબાં શેતુરનાં ઝાડ પણ છે. પપાઉં, ફાલસાં, ને દ્રાક્ષો જેવા હજારો પ્રકારના લહેજતદાર મેવા પણ થાય છે.

---

# ભાગ ૩ જો.



## ગરબી છઠ્ઠી.

મઝા–ખુબિ. સુગંધ–સારી વાસ. સજની–બ્હેન. રંગ બેરંગી–જુદી જુદી જાતના રંગનાં, સુંદર. બ્હેકી–સુગંધી ફેલાવતો. કેતકી–કેવડો. સાહેલી–એક જાતનો છોડ. પારિજાતક–સારી, ગુણી–ગુણવાળો. મઘમઘી–બ્હેકી રહ્યાં. ચોગમ –ચારે તરફ. સોરમ–સુગંધ. જળ–પાણી. ચોપાસ–ચારે તરફ. સોહામણાં–શોભિતાં. ગુલ્લાલા–જમીન ઉપરનાં કમળ. સુરજફુલ–સૂર્યમુખી ફૂલ. કેસુડાં–ખાખરાનાં ફૂલ. પ્રેમે–હર્ષે પોયણી–તળાવમાં એક જાતનાં લાંબાં ફૂલ થાય છે તે પોયણાં. તે ચંદ્રને દેખીને રાત્રે ખીલે છે, ને દહાડે બંધ રહે છે. ચાંદાસું–ચંદ્ર સાથે. હાસુ–હસવું. કરેણાં કરેણનાં ફૂલ. તનમનિયાં–ચોમાસામાં જુદા જુદા રંગનાં થાય છે તેને તમરીયાં પણ કહે છે. ચોમાસામાં જ ફૂલ લાગે છે. પછી છોડ રહેતા નથી. બાર માસી છોડ નથી. ધંતુરા–ધંતુરાનાં ફૂલ. તુરી–એક જાતનું વાજું. વનવૈભવ–વનની શોભા. ઇશ–પરમેશ્વર. વનલીલા–વનની શોભા. વાસ–રહેઠાણ. જગદીશ–પરમેશ્વર. સબર–બધો. ભાગ્ય–નશીબ. ભવ–સંસાર. સાર–સાર્થક સારો.

ફૂલની ખૂબિ તો આપણા જ દેશની સારી છે. હે બ્હેન, સોનું અને તેમાં વળી સુગંધ, એ બે જાણે ભેગાં રહેલાં છે. ( મતલબ, કે સોનું જાતે કીમતી છે અને તેમાં વળી ખુશબો રહે તો વધારે કીમતી ગણાય છે ) આ જુદી

જુદી જાતનાં ફૂલ કેવાં છે? તેમાં એવા રંગ છે, કે જાણે ઉડીને આંખે વળગે. મતલબ, કે ફૂલ ઘણાં જ રંગદાર ને ભપકાવાળાં છે. સુગંધ પણ સારી છે. તેના થકી બધો મુલક બહુ બે'કી રહ્યો છે. (મુલકમાં પરિમલ-મઘમઘાટ-પ્રસરી રહ્યો છે).

હવે ફૂલના છોડનાં નામ ગણાવે છે. જેમકે-જાઈ, જુઈ, કેવડો, સાહેલી, સારી, ચંપો, ચંએલી, ગુણવાળો ગુલાબનો છોડ, મોગરો, બટ મોગરો, ગુલછડી, તગર, તુલસી, ડમરો, એ છોડનાં વનનાં વન ચારે તરફ પરિમલથી બે'ક મારી રહ્યાં છે. આ બધાંનાં નામ ગણાવતાં જ સુગંધ આવી જાય છે.

જળ-પાણી-(તળાવનાં પાણી) માં ચારે તરફ કેવાં કમળ ખિલી રહે છે. તેમજ સાંજની વખતે ગુલબાસનાં ફૂલ કેવાં સુંદર દેખાય છે, વળી આ ગુલ્લાલાનાં ફૂલ કેવાં દીપે છે. ખાખરાનાં કેસુડાનાં ફૂલ અને કસુંબાનાં ફૂલ કેવાં પ્રિય લાગે છે, હે બહેન જો, પેલાં શોભિતાં સુરજમુખી ફૂલ. સુરજની પાછળ પ્રેમથી ફરે છે. આકાશમાં સુરજ જેમ જેમ ફરતો જાય, તેમ તેમ તે પોતાની જગોએથી ફરે છે. એવું કહેવાય છે.

તળાવ, કે નદીના પાણીમાં રહેનારી પોયણી-ચંદ્ર સાથે પરણી-મતલબ કે રાતે ચંદ્રમા ઉગે ત્યારે જ પોયણું ઉઘડે છે. (આખો દિવસ મીંચાઇને બંધ થઇ જાય છે) તે ચંદ્રને જોઇને હસતી જણાય છે. કરેણ અને તનમનિયાનાં ફૂલ

ખૂબ ખિલ્યાં છે. ધંતુરાનાં ધોળાં ફૂલ, તૂરી નામના વાજાના આકારનાં થાય છે.

આ બધાં ફૂલ, જાણે પરમેશ્વરની કરેલી આ બધી વનની લીલા બહુ મ્હોટેથી બોલીને કહેતાં હોયની એમ જણાય છે. આ વનની લીલાની અંદર પરમેશ્વરનો વાસ છે, એટલે તે દરેક ફૂલમાં પરમેશ્વર રહેલો છે. આ પ્રમાણે નવલરામભાઇ કહે છે, કે હું જયાં જ્યાં જોઉં છું ત્યાં ત્યાં બધે ઇશ્વિર ભરેલો દેવાય છે. નવલરામભાઈ કહે છે, કે મારાં ધન્ય ભાગ્ય કે સંસારનું તત્વ-સાર, મારાથી સમજાયું.

---

## ગરબી સાતમી.

### નિશાળનું વર્ણન.

નિશાળનું વર્ણન-નિશાળની હકીકત. પાય-પગ. મુખ-મોં. બહેનપણીઓ-સહિયરો. મનમોજે-મનની ઇચ્છાથી, ખુશીથી. રૂપાળા-સુંદર, સારા. ઉમંગ-હર્ષ, આનન્દ. ખેળવણાં-રમવાનાં. ખુશકાર-ખુશ કરે તેવી. જન-માણસ. રીઝી-ખુશી થઈ. બાળા-ન્હાની છોકરી. નવરંગી-નવા રંગનાં. તકતકતા-ચળકતા. ભલા-સારા. તખ્તા-આરસા. ચોગમ-ચારે તરફ. સખિ-ગોઠિયણ, સહિયર. સંગે-સાથે. મતિ-બુદ્ધિ, રંગે-ખુશીથી. મઝા-આનન્દ. માયા-હેત. શાંત-ઠંડો. મીઠું-મધુર, સારૂં લાગે તેવું. ભાખે-બોલે. છટા-ખૂબિ.

રીત, પદ્ધતિ. ચિત્ત—મન. ધટા છાહી રહે—ચારે તરફ આનન્દ પથરાઈ રહે. મોજ—આનન્દ. રદ લાગે—મન લલચાય. પ્યાર—હેત. ભાગ્ય—નશીબ. પશુ—ઢોર—ચાર પગવાળાં જાનવર. અપાર—ઘણાં. નિરખ્યાં—જોયાં.

હે મા, તને પગે લાગીને કહું છું, કે મને નિશાળે ભણવા મૂકી આવ, ને ભણાવીને મારી ભણવાની જે ભૂખ—ઇચ્છા—તે ભાગી નાખ્ય. ( પુરી કર ) મતલબ, કે મારી ભણવાની ઇચ્છા પાર પાડય. મા, મારા જેવડી ઉંમરની મારી ગોઠીયણો રોજ ચોપડી લેઇને ભણવા જાય છે, મા, તે કેવી ખુશીથી ભણવા જાય છે? મા, ત્યાં રોજ ગીતાં ગવાય છે.

હે મા, ત્યાં સુંદર રંગનાં પત્તાંથી એક પેટી ( રંગાકારની પેટી ) ભરેલી છે તેમાંનાં પત્તાં, તે બધી છોકરીઓ હર્ખથી જુએ છે. ત્યાં વળી મનને ખુશ કરે એવાં રમકડાંની બીજી પેટી છે. ( જુદા જુદા આકારની પેટી છે ) તેને માણસો ખુશી થઇને આકારની પેટી કહે છે.

વળી એક લાકડાના ચોકઠામાં ચળકતા ને સુંદર લખોટા ઘાલેલા છે. જેનાથી છોકરીઓ ગણે છે. નવી તરેહ તરેહ રંગના નકશા ભીંતે આયના—તખ્તા—પેઠે લટકાવી મૂક્યા છે. વળી ત્યાં પૃથ્વીનો એક ગોળો ચીતરેલો છે તે ફેરવ્યાથી ચકર ચકર ગોળ ફરે છે, હું સાચે સાચે કહું છું.

હું એક દિવસ મારી સહિયર જોડે ત્યાં ( નિશાળમાં ) ગઇ હતી, તેજ દિવસથી મારી મરજી એમ થઈ કે, હું

પણ ખુશીથી ભણુવા બેસું. હે મા, નિશાળમાં ભણુવાની ખૂબ મઝા પડે છે. બાર ઉપર એક વાગે ત્યાં પાણી પીવાની અને રમવાની રજા મળે છે (નિશાળનો વખત અગીઆર વાગ્યાનો છે તેથી) હે મા, હમારા મહેતાજી બધી છોકરીઓ ઉપર બહુ હેત રાખે છે, ને હંમેશા શાન્ત સ્વભાવથી બધાંની સાથે મધુર વચનોથી બોલે છે.

હે મા, ત્યાં એ મહેતાજીની ભણાવવાની એવી ખૂબિ છે, કે જેથી ભણુવામાં બધીનું ચિત્ત ચોટે છે, ને ચારે તરફ બધાંનું દિલ લાગી રહ્યાથી એક ઘટા જેવું થઈ રહે છે.

આવી નિશાળમાં ભણુવા જવું એ તો એક જાતનો આનન્દ છે. જ્યાં રોજ રમત સાથે શીખવાનું હોવાથી મનને ગમે છે. નિશાળ એવી સુંદર ઘાટની ને સ્વચ્છ છે, કે તેનું બહારથી મકાન જોતાં જ માંહે જવાનું મન થાય છે. ત્યાં ખરા ભાવથી ભણીએ તો નશીબ જાગે—નશીબ ઉઘડે. (સારાં ભાગ્યશાળી થઇયે) હે મા, વિદ્યા ભણ્યા વગરનાં સ્ત્રી પુરૂષો પશુ—ઢોર—જેવાં છે. હે મા, મેં વિદ્યાની અંદર અનેક પ્રકારનાં સુખ દીઠાં. (ભણુવાથી ઘણી ઘણી જાતના લાભ જોયા.)



# ધોરણ ૪ થું.

## ગરબી ૧ લી.

### ઈશ્વરનું સ્તવન.

ઇશ્વર સ્તવન–પરમેશ્વરની સ્તુતિ, નિભાવે–ચલાવે. ભાવે–હેતથી. ખલક–દુનિયા, જગત. પલક–થોડી વાર. ચાહે–ઇચ્છે. વિશ્વનાથ–વિશ્વનો ધણી, પરમેશ્વર. શોભાવે–દીપાવે. ચળકાવે–તેજસ્વી કરે, તેજવાન કરે. ઘૂમટ–અંતર ગોળ, વાડકા જેવો અંદરથી ગોળ. ટેકાવે–ટકાવી રાખે. અસંખ્ય–ઘણાજ, ગણાય નહિ તેટલા, સંખ્યા ન થાય તેવા. જડ–પોતાની મેળે હાલી ચાલી ન શકે તેવા. જેમકે પત્થર, લાકડું વગેરે. ધર્મ–ફરજ. મુકિત–જન્મ મરણના ફેરામાંથી છૂટવું. ફરી અવતાર ન લેવો પડે તે. પ્રાણ–જીવ. આધાર–ટેકો. સાર–તત્વ. દયાવંત–દયાવાળો. આદિ–પહેલું, શરૂઆત. અંત–છેડો. સકળ–બધી. શકિત–બળ. ભૂપ–રાજા. અનુપ–જેને બીજા કોઇની પણ ઉપમા ન આપી શકાય તેવો, સારામાં સારો. અકળ–કળી ન શકાય તેવો. અરૂપ–રૂપ વગરનો. કવે–કહે. વાણી–બોલી.

જે ઇશ્વર આ દુનિયાને ચલાવે છે તેને હું ભાવથી ભજું છું.

જે થોડી વારમાં જગતને સર્જે છે, „

તેની ઇચ્છામાં આવે ત્યારે તે આ જગતનો

નાશ કરે છે. „

તે તો (તે ઇશ્વર તો) જગતનો ધણી કહેવાય છે. ,,

જે આ સૂર્યને પણ શોભાવે છે (સૂર્યને શોભા આપે છે) ,,

જે આ ચંદ્રમાને તેજવાન કરે છે. ,,

જેનાથી આકાશ ટકી રહ્યું છે (જેના આશરે ગગનનો ઘૂમટ ટકી રહ્યો છે) ,,

જે ગ્રહો અને તારાઓના ગણાય નહિ તેટલા ગોળાને ગબડાવે છે—ગતિમાં આણે છે.

જડ વસ્તુને, જે તેના ધર્મ શીખવે છે. ,,

જે પ્રભુ, મનને મુક્તિના રસ્તે દોરે છે. ,,

જે પ્રાણનો આધાર છે, (જે વડે પ્રાણ ટકી રહેલો છે). ,,

જે તત્વનું પણ તત્વ છે. ,,

જે ડાહ્યો અને દયાળુ છે. ,,

જેની શરૂઆત નથી તેમ છેડો પણ નથી.

જે બધા બળનો રાજા છે. ,,

(જે ઘણો જ બળવાન છે)

જે એક જ છે, અને જેને કોઇની પણ ઉપમા આપી શકાય તેમ નથી. ,,

જે કળી શકાય તેવો નથી (જાણી શકાય તેવો નથી) તેમ જેને રૂપ પણ નથી. ,,

વિચાર કરતાં મનમાં આવી શકતો નથી,

(જાણી શકાતો નથી) તેમ વાણીથી
કહી શકાય તેવો નથી, ને તેમ કરતાં
તે બંને થાકીને ચુપ થઇ જાય છે. „
નવલરામ કહે છે કે હું હ્હેને શું કહી શકું
તે તો તુંજ, તુંજ, ને તું જ છે. „
(તારા વિના બીજું કોઇ જ નથી. ઈશ્વર
એક જ છે) „

---

# ગરબી બીજી.

## ચોમાસું.

ધુમાધુમી–દોડાદોડી. માડી–મા. ધામ–અકળામણ, ગરમીથી પરસેવો થવો. પાન–પાંદડું. ઇશાને–ઇશાન કોણમાં. રૂંધાય–અકળાય. અધવાર્યો–અર્ધ ઉપર ગયો. મેહુલો–વરસાદ, મેહ. મે'ર–મહેરબાની, કૃપા. ચાસ–ખેતરમાં હળથી લીટા પાડ્યા હોય તે. વાટ–રાહ. પ્રવાસી–મુસાફર, પ્રવાસ વાળા. ખલાસી–ખારવા, વહાણમાં કામ કરનારા. અધિકારીઓ–અમલદારો. સંન્યાસી–સંસારને ત્યાગ કરી ભગવાં વસ્ત્ર પહેરનારા બ્રાહ્મણ. ચોથો આશ્રમ પાળનારા બ્રાહ્મણ. નાળે–કોતરે, નીર–પાણી. હરણુ–હરીણાં. ખડંગ–ભેજ વિનાની પય પય–પાણી પાણી. પપૈયા–એક જાતનું પક્ષી. મેઘરાજા–વરસાદ દેવ. માઝા–આબરૂ, લાજ. ધાતાં ધાતાં–દોડતાં. અંધારકોટ–ચારે તરફ અંધારૂં ઘોર. વીજ–વીજળી. કડકડ્યાં –ગડગડ્યાં. લહેરૂં–પવનનો સપાટો. મૂસળધારે–સાંબેલા જેવી મોટી ધારથી. સુગંધ–સારી ગંધ, સારી વાસ. શાંતિ–ટાઢક.

આકાશમાં પેલી વાદળીઓએ દોડાદોડી કરવા માંડી, તેથી ઓ મા, હવે ચોમાસાની મોસમ આવશે કે શું?

અરે હજીએ શું ચોમાસુ નહિ આવે કે? આ કેવો બફારો–ધામ–થાય છે. જેમ કેરીને બાફમાં ઘાલી હોય તેવી રીતનો પરસેવો થાય છે.

પવન બીલકુલ નહિ હોવાથી ઝાડનું એક પાંદડું સરખું પણુ હાલતું જણાતું નથી. પવનની દિશા બદલાઇને ઇશાન કોણનો પવન વા વા માંડયો.

ગરમીને લીધે શ્વાસ રૂંધાઇ જઇ શ્વાસ સરખો પણ લેવાતો નથી. ચકલી વગેરે પંખીઓ પાંખો પહોળી કરી ધૂળમાં નહાય છે. (ચકલીઓ ધૂળમાં નહાય એ ચોમાસાની એક નિશાની છે)

નઠારી અળાઇઓ શરીરને કરડી ખાય છે. પણ સાંજ પડે છે ત્યારે કંઇક ગરમી ઓછી થયાથી શરીરને સુખ થાય છે.

અષાડ મહિનો પુરો થવા આવ્યો, તો પણુ વરસાદ નહિ વરસવાથી લોક અધીરાઇથી આકાશમાં વાદળાં સામું જોઇ રહે છે. કે ક્યારે વરસાદ આવશે. ને કહે છે કે હવે તો મેઘ રાજાએ કૃપા કરવી જોઇયે.

ખેડુતોએ, ખેતરોમાંથી બોરડી, સમડા વગેરેનાં મૂળ ખોદી નાખી ખેડીને ચાસ પાડી દીધા છે ને હવે રોજ વરસાદની વાટ જુએ છે.

ચોમાસાની મોસમમાં મુસાફરી કરવી અઘરી હોવાથી કાદવ કીચડમાં ચાલવાનું કઠણ હોવાથી, મુસાફરો તેમ વહાણ હાંકનારા ખલાસીઓ તેમ વેપારી, અધિકારીઓ અને સંન્યાસીઓ એક ઠેકાણે ઠરીને નીરાંતે બેઠા.

તેમ તે ઋતુમાં દરિયો તોફાની હોવાથી બધાં વહાણો ચાલતાં બંધ થઇ ગયાં. અષાડ મહિનો ઉનાળાની આખરનો હોવાથી નદીઓ અને ખાડી-કોતરો-માં પાણી નહિ હોવાના કારણથી (પાણી વગર) હરણના જીવ જવા લાગ્યા.

ભોંય ભેજ વગરની સુકી ખડગ થઇ ગઇ છે. ને પાણી વગર પપૈયા પક્ષી પય પય કરી પોકાર કરવા લાગે છે.

તમામ જીવોનો આધાર વરસાદ છે (વરસાદ આવ્યાથી અન્ન પાકી બધા જીવો જીવે છે તેમ પાણીનું સુખ થાય છે તે નહિ મળવાથી લોકો, મેઘરાજાને આવો, આવો મહારાજ, એમ કહે છે ને કહે છે, કે આવીને હમારી માઝા એટલે આબરૂ રાખો.

કાળાંશાહી વાદળાં ચોતરફથી દોડતાં દોડતાં આવે છે ને ચારે તરફથી આકાશ વાદળાંથી છવાઇ જઇ અંધારકોટ જેવું થઇ રહે છે.

તે વખતે વીજળીના ચમક ચમક ચમકારા થાય છે ને કડડ કડડ કરીને જાણે નગારાં વાગતાં હોય, એમ વાદળાં ગાજે છે.

પવન બહુ જોરમાં આવ્યો. ને હાસ, તેની એક ઠંડી લહેર આવી. ને તે ઉપરથી સમજાયું કે કોઇ પણ ઠેકાણે વરસાદ વરસ્યો હશે એમ હું ધારૂં છું.

પડ્યો, ઓ વરસાદ પડયો, નક્કી મુશળધારે-ઘણો જ પડયો. ને તેથી પૃથ્વીમાંથી એક પ્રકારની સુગંધ આવી-તેમ નવલરામભાઇ કહે છે, કે સંસારમાં-દુનિયામાં-બધાંના જીવને શાંતિ મળી.

---

# ગરબી ત્રીજી.

## જનાવરની જાન.

મેઘાડંબર—મેઘ=વરસાદ+આડંબર—ડોળ. વરસાદનું ડોળ. વરસાદની ગર્જના. એવો અર્થ પણ થાય. પણ આ જગોએ તેનો અર્થ નગારાં વાગે તેવા અર્થમાં લીધેલો જણાય છે. બેટડો—દીકરો છોકરો, ભેર—એક જાતનું વાજું. સુર—સ્વર, અવાજ, સરણાઈ—સરણાઈ તીણાં—ઝીણાં. સાબેલા—વરરાજાની સાથે ચાલનારા છોકરા. ઠઠ—ટોળું. ઠામ—જગો. દાઢીઆળો—દાઢીવાળો પુરૂષ, મર્દ બકરો. સાજન—જાનમાં આવેલાં માણસ. જોરે—જોર. ભાવથી—હેતથી. માતા—જોરાવર. પદ—પદ્દી. શ્રેષ્ટ—મોટા. ઊંટડા—ઉંટ. ઓડે—સાથે. અરાઢે—ઉંટના અઢારે અંગ. વાંકડા—વાંકાં. કામદારો—અમલદારો. ગોડે—પેઠે. ન્યાળી—જોઈ શુંઢાળા—શુંઢવાળા. કઢંગા—ઢંગધડા વગરના. ખડ—ઘાસ. જડ—બુદ્ધિ વગરના. આંખ ફાટી—ફાટેલી આંખના, મસ્તાન. શાહજન—શાહુકારો. (શાહ+જન) ટગુમગુ ધીમે ધીમે. ધીમી ચાલે. અતેડા—કોઈ સાથે સંપીને રહે નહિ એવા. લપાતા—ભેગા ભેગી થઈ જતા. ગાડર—ઘેટી. કામળ—કામળો. માતા—મા. ઘેટીને વહેવાઈ કહ્યાથી એમ જણાય છે, કે ઘેટાં ને બકરાં ભેગાં રહેવાથી અહિં વહેવાઈ શબ્દ વાપર્યો હશે. કોડી અક્કલ નહિ—જરા પણ બુદ્ધિ નહિ. કોડી—જરા. લેખું—હિસાબ, ગણુતરી. સાગર—દરિયો. વિલાતી—વિલાયતનાં. ઝાંઝરી—ઝાંઝર નામનું દેશી વાજું. ઝોળી—ઘોડીયું. માડી—મા. ઢરતું—ઢાળક વળતું. મંગળ—સારાં ગીત, લગ્નનાં ગીત. કાડે—હોંસે. સાતે

સુર--ગાયનકળામાં સાત જાતના સુર ગણાય છે. [1]સા, [2]રી, [3]ગ, [4]મ, [5]પ, [6]ધ, [7]ની. આ સાત સુર ઉપરથી બધું ગાયન રચાયું છે. છુંદે-કૂટે, ભેગા કરી નાખે. વેર-લડાઈ. કુડું-નઠારૂં. બે પગાં-બે પગનાં માણસ. વારૂં-ઠીક, સારૂં.

જનાવરની જાન ભેગી થઈ, તેમાં વાજાં વાગે છે. આજે બકરી બાઇનો દીકરો પરણવા જાય છે. આ જાનમાં ઢોલ, નગારાં, ને ભેર વાગે છે, અને તેમાં સરણાઇઓના ઝીણા અવાજ થાય છે. બકરીના બચ્ચા જોડે એટલે વર રાજા જોડે ઘેટીના સો ઘેટા તથા ઘેટીઓ શોભે છે. જાન જોવા માટે લોકોનું ટોળું બહુ એકઠું થયું છે, તેથી ત્યાં જરા પણ ખાલી જગો નથી. ભચડા ભચડી થઈ રહી છે. વરનો બાપ દાઢીવાળો બકરો, પોતાને ઘણું કામ હોવાથી આમ તેમ દોડી રહ્યો છે. જાનૈયાની સંખ્યા માટે તો કશું પૂછવું જ નહિ, (મતલબ કે ઘણા જ એકઠા થયા છે) બકરાએ બહુ ભાવથી મ્હોટાં મ્હોટાં ઢોરને બોલાવી ભેગાં કર્યાં છે. રંગે રાતા અને શરીરે મજબૂત એવા આખલા સીધાં શીંગડાં રાખીને ચાલે છે. તેથી શીંગડાં વાગવાની બીહીકથી બીજા લોક, તેની આગળથી ખસી જાય છે. એટલે જાણે કે તે પોલીસના સિપાઇઓનું કામ કરતા હોય એમ જણાય છે. આ જાનમાં ઉંચા ઉંટ-સાંઢ-ઉંચી ડોક રાખીને ચાલે છે. લુચ્ચા કારકુનોની પેઠે એના શરીરના અઢારે ભાગ વાંકા ચુકા છે. જાન ભેગા એક બે મ્હોટી દંતુશલવાળા હાથી પણ આવેલા છે. આ સુંઢવાળા હાથી નીચું જોઇને શેઠની પેઠે ડોલતા ડોલતા ચાલે છે. તે વિના બીજા હાથી

અને ઘોડા પણ આવેલા છે. પાડા, હારને રોકે છે, ને તોફાન કરે છે, તેથી બીજાં ઢોર, ચાલતાં ચાલતાં અચકાઈ જઈ ઉભાં રહે છે, તે પાડા રંગે કાળા અને ઢંગધડા વગરના છે. તેમ ઘાસ ખાઇને ખૂબ જાડા બનેલા છે. મદને લીધે તેમની આંખો ફાટેલી જણાય છે. ને છાતી કાઢી ખૂબ ખુંખારા કરતા ચાલે છે. વળી ઘોડા નાચતા નાચતા ચાલે છે તેથી સારા દેખાય છે. ટટ્ટુ-( ન્હાના ઘોડા ) ધીમે ધીમે ચાલે છે. તેની પાછળ ગરીબ બિચારા ગધેડા હાજી હાજી, ( હા સાહેબ, :હા સાહેબ, આપ ખરૂં કહો છો ) કહેતા કહેતા ચાલે છે, તેમને ડફણાંનો માર ન પડવાથી વાંકા ચુકા ચાલતા જણાય છે. ( લાકડીનો માર પડે તો જ સીધા ને ઝટ ચાલે તેવો તેમનો જાતિ સ્વભાવ છે. )

હારોહારમાં આ માંહોમાંહે સંતાતી કામળો ઓઢીને હજારો આ કોણ આવે છે ? એ તો ઘેટી મા, વહેવાઈની એ પીત્રાણ થાય છે. એનામાં જરા પણ અક્કલ-બુદ્ધિ નથી, જેમ ફાવે તેમ સમજ્યા વિના આડી અવળી દોડી જાય છે. ( ઘેટાં, હંમેશાં બકરાં ભેગાં રહેવાથી ઘેટાંને અહીં કવિએ પીત્રાઈમાં ગણ્યાં હશે ? ખરૂં જોતાં પીતરાઇ એક કુટુમ્બનો હોવો જોઇયે, બકરાં ને ઘેટાંની જાત તદ્દન જુદી છે, તેથી તે બન્ને પીતરાઇમાં ગણી શકાય નહિ, પણ આ તો કલ્પિત વાત છે, તેથી પીતરાઇ ગણવામાં કવિને બાધ નહિ લાગ્યો હોય. ) બકરા તો વરના બાપ હોવાથી તેમની તો ગણતરી જ નથી. ( ઘણાજ છે ) શું આ જાણે શીંગડાનો ભરેલો દરિયો હોય એમ હું દેખું છું. આ વરરાજાનો ઘોડો આવ્યો.

તેની આગળ વિલાયતી વાજાં વાગી રહ્યાં છે. (પડઘમ, રામઢોલ વગેરે) તેમાં વળી ભેર, ભૂંગળ, ને ઝાંઝર ભેગા ભેગી વાગે છે. આવી કઢંગી રીતે ગમે તેમ વાજાં વાગે છે, કે કોઇનું કાંઇ ઠેકાણું નથી (નિયમસર જોઇએ તેમ વાગતાં નથી) વરરાજા બે માસનું બકરીનું બેં બેં કરતું બચ્ચું છે, તેના પારણામાંથી જ વિવાહ થવાથી તેની મા મનમાં બહુ બહુ ખુશી થાય છે. કેટલાક હિન્દુ લોકોમાં, જેમ ન્હાની ઉંમરના છોકરાનો વિવાહ થાય તેમ તે વધારે કુળવાન ગણાય છે ને તે ઘરની આબરૂ ગણાવાથી છોકરાની માને આવી ખોટી રીતે આનન્દ થાય છે! વરની મા, બકરીબાઇ તો હર્ખાતાં હર્ખાતાં સારાં ગીત ખાય છે. ત્હેની સાથે જાંદરણીઓ પણ હર્ખથી જોવા માટે ભેગી થઇ છે. બકરીબાઇએ પોતાની નાતની તથા બીજી ઘણી આડોસણ પાડોસણ અને બહેનપણીઓને જાનમાં બોલાવી હતી. તેમાં ભેંસ, ભુંડેણ, ઉંટડી, ઘેટી, ઘોડી, ગધેડી, ગાય, બિલાડી, ઉંદરડી અને એક કુતરીને પણ તેડી હતી. વાંદરીઓને પણ બોલાવવા માટે તે ભૂલી ગઇ ન હતી. દશ વીશ બોલાવેલી તે કૂદાકૂદ કરી રહી હતી, તે બધીઓ સામટી ભેગી ગાઇને સાત જાતના સુરને છુંદી નાખતી હતી, એટલે વગર ધોરણનું (નિયમ વગરનું) એવું ગાતી હતી, કે કોઇ કોઇના ગાવાનું કશું ઠેકાણું જ નહિ. કેટલીક બેં બેં, તો કેટલીક ભેં ભેં કરતી, તો ગધેડીઓ કાનને ખોટું લાગે એવા અવાજથી ભુંકતી હતી. કોઇ ચું ચું, તો કોઇ મ્યાઉ મ્યાઉં કરતી હતી. કેટલીક તો આ ગડબડમાં પોતાનું આગલું પાછલું વેર સંભાળીને એક બીજાને મારતી

હતી. હુક હુક કરતી આ વાંદરી કેવી નાચી રહી છે. હે બકરી, તને ધન્ય છે ધન્ય છે. તારા જેવી જાન બીજા કોઇની પણ નીકળી નથી. ચાર પગાં પશુની આ જાન, બે પગના માણસો માટે જોડી કાઢી છે. તેની મતલબ સમજે તો બહુ સારી છે, કદાપિ મતલબ ન સમજાય તો હસવાનું તો છે જ.

ટીકા—આ ગરબીની અંદરનો ઉંડો અર્થ જોવા જઇએ તો તે આપણી જાનને પણ લાગું પડે છે. આ પશુની જાનમાં જેમ બે મહિનાના બકરાનું લગ્ન થાય છે, તેમ આપણા કેટલાક લોકમાં પાંચ સાત વરસના ન્હાના બાળકને પરણાવી દે છે એ વિવાહ પશુના જેવો જ એટલે પશુ વિવાહ છે. વળી આ ચાર પગાં પશુની જાનમાં જેમ વાંદરીઓ વગેરે સમજાય નહિ તેવું ગાય છે તેમજ આપણી કેટલીક ન્યાતોમાં સ્ત્રીઓ તથા છોકરીઓ એવું ભેગાભેગી અને કઠોર અવાજથી ગાય છે કે તે પુરેપુરૂં સમજાતું નથી, તેથી કાનને કઠોર લાગે છે.



# ગરબી ચોથી.

## ભણવાનો વખત જાય છે.

વહી—ચાલ્યો. પરતાવો—અફસોસ, બાળપણ—ન્હાનપણ. અવસર—વખત. જીવતર—જીંદગાની. વીત્યું—ગયું. કાળ—વખત. ગિરફતારી—દિલગીરી, ચિન્તા, કુમળી—યતી, નાજુક. ટકુટકુ—અચકાઇ અચકાઇને. ટાળ—કાઢી નાખ. ઉપાય—ઇલાજ. નિદાન —નક્કી. દુઃખદારિદ્ર—દુઃખ અને ગરીબાઇ. રૂડી—સારી. દેડે—

પછી. કૂડી–નઠારી. ડહાપણ–શાણપણ. સીદ્દી–છૂટકો. ભવમાં–સંસારમાં, વણ–વિના૦ સમે–વખતે. જુગતું–બરોબર. જન–માણસ. રણે–રણમાં, જંગલમાં. શિક્ષાય–શીખામણ. શિક્ષણ–ભણતર. અભણ–ભણેલો નહિ તે. પશુપદ–પશુની પદ્વી. પશુ જેવો. ચહાય છે–ઇચ્છે છે.

અરે આ ભણવાનો વખત જાય છે. જો ન ભણી તો પછી બહુ પસ્તાવો કરવાનું થાય છે. રે નક્કી થાય છે. માણસની જીંદગીમાં ન્હાનપણનો વખત ભણવાનો છે.

ખેતી કરનારો માણસ જો ચોમાસામાં ખેતર ખેડે નહિ તો (દાણા ન પાકવાથી) આખું વર્ષ પસ્તાવો કરે છે.

ન્હાનપણનો વખત જતો રહ્યો કે, ભણવાનો વખત પણ ત્હેની સાથેજ ગયો ગણાય છે.

તે પછી મ્હોટી ઉંમરે દુનીયાદારીની ચિન્તામાં પડવાથી તે વખતે કાંઇ ભણાતું નથી.

તોપણ મ્હોટી ઉંમરે કદાપિ બીજો ધંધો કરતાં કરતાં બાકીનો વખત બચાવીને ભણવામાં કાઢે તો પણ જેમ કુમળી ડાળી વાળીએ તેમ વળે છે પણ તેનું મ્હોટું ડાળ થયા પછી તે વાળ્યું વળતું નથી, તેમ ન્હાની ઉંમરે ભણવાનું સહેલું પડે છે.

પાકી કોઠીના કાના ભાગી ગયા હોય તે નવા કરવા જતાં જેમ ચોટતા નથી, તેમ મ્હોટી ઉંમરે ભણવા જતાં બરોબર ભણાતું નથી. ભણે તો તે શરૂઆતમાં અચકાઇ અચકાઇને વાંચતાં શીખે છે.

માટે હે બાળકી તું આળસ છોડી દે, ને ભણવા માંડ. હજુ પણ તારા હાથમાંથી ભણવાનો ઉપાય ગયો નથી.

ભણ્યા વિનાનાં સ્ત્રી પુરૂષો, નક્કી દુઃખ અને ગરીબાઇમાં શીબાયાં કરે છે.

હાલ તો ન્હાનપણમાં રમતો સારી મીઠી લાગે છે, પણ પાછળથી તે નઠારી જણાય છે.

પાઠ પુરો કર્યા પછી રમવુંએ ખરૂં, તેમ ભણવુંએ ખરૂં. એ જ ડહાપણની વાત કહેવાય.

સંસારમાં ભણ્યા વિના છૂટકો નથી, ચાલે તેમ નથી. કેમકે ભણવાથી જ સુખ મળે છે.

જે માણસ વિદ્યા ભણ્યો નથી, તે પશુના જેવો છે. આ કહેવત હંમેશાં સાચી ગણાય છે.

માણસ અને જનાવર અવતરે છે ત્યારે તો સરખી સમજણનાં અને સરખાં હોય છે. પણ પછી માણસ ભણીને વિદ્વાન થાય છે, (પણ જો તે રીતસર ભણે તો જ.)

બાળકને હેતથી વારે ઘડીએ મા, બૂ, વગેરે શબ્દો બોલતાં શીખવીએ ત્યારે જ તે બોલતાં શીખે છે. તેને એકલાને જંગલમાં મૂકી આવ્યા હોઇએ તો, ત્યાં કોઇ બોલતાં શીખવનાર ન હોવાથી તે મુંગું રહે છે. માટે સમજણનું મૂળ હંમેશાં ભણતર જ ગણાય છે.

હે બાળકીઓ, ભણીને શીખામણ લો. ભણવાથી જ માણસ મ્હોટામાં ગણાય છે.

માટે નવલરામભાઈ કહે છે, કે જે માણસ ભણ્યા વિના અભણ રહે છે તે પશુ જેવો જ ગણાય છે.

---

# ગરબી પાંચમી.

## ગાયના ગુણ. (ફાયદા)

ગૌરી–ગાય. ગુણવાળી–ગુણવાન. રૂડું–સારૂં. ભાગે–જાય. રાંકડી–ગરીબ, રાંક. હેતાળી હેતવાળી. કંઠે–કોટે, ડોક. ચરણે–પગે. ઝાંઝરી–ઝીણી ઝીણી ઘુઘરીઓવાળું કડું. ગોવાળેથી–ઢોરાંમાંથી. ભાવે–હેતથીઃ ઉથલો–સામો જવાબ. થનથનતાં–નાચતાં. પ્રેમે–હેતે. સુણતાં–સાંભળતાં. અતિશય–ઘણી. મર્મ–ભેદ, અર્થ. પરમ–મ્હોટો, ઘણો. લહ્યો–સમજ્યો. ગૂઢ–કઠણ. ગ્રહ્યો–પકડ્યો, લીધો. પરોપકાર–બીજાનું સારૂં કરવું. જશ–કીર્તિ. ગુણકારી–ગુણ કરે તેવી, ફાયદો કરે એવી. વાસ–રહેઠાણ. અમૃત–એક જાતની ગળ્યામાં ગળી કલ્પીત વસ્તુ, જે ખાધાથી માણસ અમર થાય છે. દેવલોકમાં વપરાય છે. અર્થે–માટે. સરજે–બનાવે. બડો–મ્હોટો. સુખદાતા–સુખ આપનારી. પ્રેમ–હેત, પ્યાર. પાડ–ઉપકાર. નિરખું–જોઉં. જ્યોતિ જ–તેજ. ધેનું–ગાય. ગુણધામ–ગુણનું ઠેકાણું.

ગાય, મ્હને ઘણી વહાલી લાગે છે. ઓ ગાય, તું ગરીબ ને ગુણવાળી છે, તારૂં રૂપ મને બહુ ગમે છે. (સવારમાં) તારૂં મોં જોયું હોય તો મ્હારી ભૂખ ભાગે છે, મ્હને ખાવાનું મળે છે, અથવા તારી પાસેથી મળેલું દૂધ પીધાથી ભૂખ મટે છે. તારૂં શરીર ધોળું, અને શીંગડાં કાળા રંગનાં છે. તારી આંખ, ગરીબ ને કાળી ભાવવાળી છે. તારી ડોકમાં બાંધેલી ઘંટડી ઘણુ ઘણે છે ને પગમાં પહેરાવેલાં ઝાંઝરનો અવાજ ઝણ ઝણ થાય છે. ઢોરોમાંથી પાછી ઘેર આવતી

વખતે ભાં ભાં કરીને તુ બોલે છે તે સાંભળી તારૂં વાછરડું બોલીને ઉત્તર આપે છે. તે સાંભળીને તું પ્રેમથી પોળ-શેરી-માં પેસે છે. તું ઉછાળા મારતી ગાંડાની પેઠે ચાલે છે. તોપણ રસ્તામાં કોઈ વચમાં આવી જાય તો, ત્હેને ધક્કો મારી હડસેલી મૂકતી નથી. વાટમાં બેઠેલાં બાળકો ઉપર પગ ન મૂકતાં તું સાચવીને તેમને બચાવી લે છે. એવી તું ડાહી અને દિલની દયાળુ છે. તને જે મારે તેની ઉપર તું કોઈવાર પણ ક્રોધ કરતી નથી. તેં ધર્મનો જે મ્હોટો ભેદ (ક્ષમા) તે બરોબર જાણ્યો છે. ને નમ્રતાનો અમૂલ્ય ગુણ તેં ગ્રહણ કર્યો છે. તું હંમેશાં બીજાનું ભલું કરવામાં ખુશી રહે છે. તારી કીર્તિ આ જગત્‌માં ગાજી રહી છે. તુંએ ધોળા રંગની, અને ત્હારૂં દૂધ પણ ધોળા રંગનું છે. તે દૂધ, ગુણ-કારી, પુષ્ટિ કરે એવું, અને સારા સ્વાદવાળું-મીઠું-છે. તારાથી સૌ માણુસને દહીં, દૂધ, ઘી, માખણ અને છાશ મળે છે. આ બધાંની અંદર બધી જાતના સ્વાદ આવી રહેલા છે. દુનીયામાં એ પાંચે અમૃત જેવી વસ્તુ હમારે માટે તેં બનાવી છે. તેમજ દૂધની બાસુદી, બરફી, પેંડા, શીખંડ અને માવો થાય છે. તેનાથી બહુ લાભ થાય છે. ઓ સુખ આપનારી ગાય માતા, તે બધી ત્હારી પ્રસાદી છે. હે ગાય માતા, તું ખરેખરી માતા જેવી છે. તારા આવા પ્રેમનો ઉપકાર હું શી રીતે વાળીશ? આવ આવ, મ્હારી પાસે આવ. હું તને પ્રેમથી પંપાળું, ને તારાં શીંગડાં સીંદુરથી રંગી, તને સોનાની રકમો પહેરાવીને શણગારૂં. તારા કપાળમાં કંકુનો ચાંલ્લો કરી તેની ઉપર ચોખા ચોઢું. પછી કોટમાં ફૂલના હાર પહેરાવી

ત્હારૂં સુંદર મુખ જોઉં. ત્હારૂં તેજસ્વી ઝગઝગતું મોં જોઈ હું ખુશી થાઉં છું.

હે ધેનું-ગાય-તને ધન્ય છે ધન્ય છે. નવલરામ, આ પ્રમાણે ગાયના ગુણ ગાય છે.

---

## ગરબી છઠ્ઠી.

### ચોમાસાના ચાર માસ.

સજે-પહેરે. ધારા-પૃથ્વી. લીલી સાડી-લીલા ઘાસની લીલા રંગની સાડી. ઘોરી-મ્હોટો. મેઘરાય-વર્ષાદ રાજા, પળમાં-થોડીવારમાં. જળ-પાણી. વનધરી-વનમાં ઉગનારાં ઘાસ છોડવા વગેરે. સજીવન-જીવતા. ગિરિ-પર્વત. મગન-ખુશી. કળા કરે-મોર આનન્દમાં હોય છે ત્યારે પીછાં ફેલાવી મ્હોં ઉપર લાવે છે ત્હેને કળા કરી કહે છે. સરવડાં-વરસાદનાં ન્હાનાં ન્હાનાં ઝાપટાં. મેળે-મેળામાં. મનહર-મનને હરી લે એવું, મનને આનન્દ આપે તેવું. મછ-મેઘ ધનુષ્ય. તાજા-સારા. ત્રુઠયો-ખુશી થયો. રૂઠયો-ગુસ્સે થયો. ગગન-આકાશ. હેલી-ચાર છ દહાડા સુધી લાગલગટ (રાત દહાડો) વરસાદ પડયા કરે ત્હેને હેલી કહે છે. તેડ-કિનારો. રેલી-રેલ આવી. ફળી-ફળવાળી થઈ. જન-માણુસ. ખારસાં-મઝાનાં. વાસો-રાત રહેવું. માતાં-જોરાવર આભ-આકાશ. સારસ-પક્ષીની એક જાત છે. વહીડાં. હંમેશા નરમાદાસ જોડે રહે છે. ચકોર-એક જાતનું પક્ષી. તે ચંદ્રને જોઇને ખુશી થાય છે. શરદચંદ્ર-શરદઋતુનો ચંદ્ર.

ચોમાસાના ચારે માસ ઘણા રળીયામણા હોય છે. તે વખતે પૃથ્વી લીલા ઘાસની લીલી સાડી પહેરે છે. ધરતી ઉપર બધે ઠેકાણે ઘાસ ઉગવાથી જાણે ધરતીમાતાએ લીલા રંગની સાડી પહેરી હોય એમ કલ્પના કરી છે. આ ચાર મહિનામાં અષાડ મહિનો મ્હોટો ગણાય છે. અને તે વરસાદને તેડી લાવે છે. એ મહિનામાં વરસાદ બહુ થાય છે. પણ તેમ થતાં પહેલાં ખૂબ તાપ પડવાથી લોકોને તપાવે છે. કડકડતો વરસાદ વરસે છે તે વખતે એટલું બધું પાણી પડે છે, કે તે નેવાંમાં માતું પણ નથી. ને ચારે તરફ ધો ધો શબ્દ સંભળાય છે. તેવામાં નદી, કોતર અને તળાવો પાણીથી ભરાઇ જાય છે. ને થોડીવારમાં તમામ જગોએ પાણી પાણી થઇ રહે છે. જાણે બધી દુનિયા પાણીમાં ડુબી ગઈ હોય તેમ દેખાય છે. વનમાં ઉધનારાં ઘાસ, છોડવા વગેરે સૂકાઈ ગયેલાં, તે ફરી લીલાં થાય છે. વરસાદને જોઈ મોર ઘણા ખુશી થઈ, પર્વતની ટોચ ઉપર થન થન નાચે છે ને આનન્દમાં કળા માંડે છે. શ્રાવણ માસમાં થોડી થોડી વારે વરસાદનાં ઝાપટાં આવી જાય છે. તે મહિનામાં મેળા બહુ ભરાય છે, ત્યાં સૌ કોઇ જઇને લીલું લીલું ઘાસ વગેરે જુએ છે.

આકાશમાં માથા ઉપર વરસાદનો માંડવો આવી રહેલો છે (વાદળાંથી આકાશ છવાઈ ગયું છે) ને નીચે ધરતી ઉપર ઘાસનો ગાલીચો પથરાઈ રહ્યા છે. અને તે એની વચ્ચે જુદા જુદા સાત રંગનું મેઘ ધનુષ્ય શોભી રહ્યું છે.

ચોમાસામાં ગોકલ ગાય ને અળસીયાં વગેરે બહુ થાય

છે. તે વખતે જ્યાં જોઈએ ત્યાં લીલાછમ છોડવા ઉગેલા જણાય છે. શ્રાવણ માસ શાકભાજીનો રાજા ગણાય છે, મતલબ કે શ્રાવણ માસમાં શાકભાજી ઘણાં થાય છે.

ભાદરવા મહિનામાં વરસાદ જાણે ભડકીને એકદમ ઉઠયો હોય એમ જણાય છે. ખેતરોમાં તથા વાડીમાં શાકભાજી તથા દાણા જે રહી ગયા હોય તે લેઈ લો, હું તમારી પર તુષ્યમાન થયો છું (એમ ભાદરવો કહે છે) તમે કોઈ પણ વાર ન કહેશો, કે હું તમારી ઉપર ગુસ્સે થયો છું. એમ બોલી તેણે વરસાદની કડાકડી કરવા માંડી. તે સાંભળી વાઘ અને સિંહ બૂમો પાડી ઉઠયા, ને આકાશમાં રહેલાં વાદળાંને ચીરી વીજળી ઝબુકી રહી.

લાગલાગટ વરસાદ વરસ વરસ કરવાથી સવારમાં સૂર્યનારાયણ દેખાતો નથી, જાણે દરીયાનું બધું પાણી ઉલેચીને નાખતો હોય એમ પાણી પાણી થઈ રહ્યું છે. નદીમાં એટલાં બધાં પૂર આવ્યાં છે, કે તે કિનારો તોડી પાડીને પૂર ચાલ્યું જાય છે.

આસો મહિનામાં ખેતરોમાં પાકેલું અનાજ જોઈ લોકોની અનાજ વિષેની આશા પુરી થઈ. તે વખતે જમીન ઉપર ખાસ્સાં મઝેનાં જાત જાતનાં અનાજ પાક્યાં, તે સાચવવા માટે ખેતી કરનારાઓ ખેતરમાં રાતે વાસો રહેવા જાય છે. ખેતરોમાં ખાવાનું અનાજ મળવાથી હજારો પંખી આનન્દથી ઉડી રહ્યાં છે. અને લીલું ઘાસ ચરવાથી જાડી થયેલી ગાયો ને ભેંસો ખુશીથી ચરે છે. ઉંચે આકાશ, રૂપેરી રંગનું ધોળુ દેખાય છે.

તળાવોમાં કમળ ખીલી રહ્યાં છે. ને તે એટલાં બધાં ભરેલાં છે, કે તેની નીચેનું પાણી પણ દેખાતું નથી. આ નજીકના તળાવને કાંઠે બે સારસપક્ષી (નરમાદા) ની કેવી પ્રીતિ બંધાઇ છે. જો, જો, ચંદ્ર તરફ ચકોર પક્ષી દોડે છે.

કાર્તકી પૂનમ એટલે શરદઋતુના ચંદ્રની ખૂબિ જુદી જ છે. તે વખતે લોક નવલ—નવાં ગીત ગાય છે. (નવલ—નવલરામભાઇ કહે છે, કે લોકગીત ગાય છે,) તે પછી દીવાળીના તહેવારો માટેની તૈયારી થવા માંડે છે.



# પાંચમું ધોરણ.

## ગરૂબી ૧ લી.

### માતૃ સ્તવન.

માતૃ–મા. સ્તવન–સ્તુતિ. અજ્ઞાન–સમજણ વિનાનું. ખાન–ખાવું. પાન–પીવું. ભાવ–લક્ષ. વા'લ–પ્યાર, હેત. અંગ–શરીર. હીર–તત્વ, સત્વ. અધિક–વધારે; ઘણું. રળીઆત–ખુશી. મીઠડાં–બચીઓ, બોકીઓ. પ્રસન્ન–ખુશી. રીઝાવી–ખુશી કરી. પ્રફુલ્લિત–આનન્દ. ચિત્ત–મન. બહાવરૂ–ગભરાઇ ગયેલું ક્વાથ–જુદી જુદી દવાઓનો ઉકાળો. વાંક–ગુન્હો, ચુક, ભૂલ. મનોહર–મનને હરે એવું. અસંખ્ય–ઘણું, સંખ્યા વગરનું, ગણી ન શકાય તેવું. રોપ–ક્રોધ. મળમૂત્ર–ઝાડો, પેસાબ. અથાગ–ઘણું, ગળગળો–રડવા જેવો. વાણ–વચન.

જે વખતે હું પશુ જેવી અજ્ઞાન બાળક હતી, ને જે વખતે મને ખાવા પીવાનું પણ ભાન ન હતું, તે વખતે વહાલ રાખીને મારી સંભાળ કોણ રાખતું ? તે તો હે મા, તુંજ.

મને ઉંઘમાંથી ઉઠાડીને કોણ ધવડાવતું ? ને મને જોઇને કોણ પોતાના મનમાં બહુ રાજી થતું હતું ? તે તો હે મા, તું જ.

ખોળામાં સુઈ રહીને હું ધાવવા માટે માથું ઉછાળતી, તેમ લાતો મારીને ધાવતી, તે વખતે ખુશી થઇને મને કોણ બચીઓ કરીને સુખી થતું ? તે તો હે મા તુંજ.

મને ઉઠાડીને કોણ બેસાડતું હતું? મને ખુશી કરીને કોણ રમાડતું, તેમજ મ્હને ઉંઘાડવા માટે પ્રફુલ્લિત મનથી કોણ ગીત ( હાલા–હાલરડું ) ગાતું હતું? તેતો હે મા, તુંજ.

કોઇ વાર મારૂં જરા પણ માથું દુખતું, તે જોઇને કોણ ગભરાઇ જતું, ને તે મટાડવા માટે કોણ કડવા કડવા ઉકાળા ખુશીની સાથ પીતું હતું? તે તો હે મા, તું જ.

મ્હને બોલતાં, ચાલતાં કોણ શીખવતું હતું? તેમજ મનને ખુશી કરે એવી વાતો કોણ કહેતું હતું? મ્હારા રોજ ઘણા ઘણા અપરાધ જોવામાં આવતા, તો પણ ક્રોધ કોણ ન કરતું? તે તો હે મા, તુંજ.

હે મા, તારા હેતનો છેડો મળે તેમ નથી, તેં મારા માટે જે જે કર્યું તે કોઇનાથી પણ બને એમ નથી. અરે તેં મારાં ઘણાં ઘણાં મળમૂત્ર ધોયાં તથા નાખી આવી. હે મારી માવડી, તને ધન્ય છે ધન્ય છે.

હું તારા ખોળામાં માથું મૂકી તારો ઉપકાર શું વાળી શકું? તે વળે તેમ નથી, નવલરામભાઇ ગળગળા થઇને કહે છે, કે હે મા, તારૂં તો કલ્યાણ જ છે. તારો જય જય થાઓ.

---

## ગરબી ચોથી.

### ગુજરાતની મુસાફરી.

પ્રવાસ–મુસાફરી, ફણુસ અને અનાસ–એક જાતનાં ફળ છે ને તે સુરત જીલ્લામાં બહુ થાય છે. કદલીવન–કેળોનું જંગલ ( કદલી–કેળ+વન–જંગલ ) શીતલ–ઠંડાં લીંબુવાઇ–

લીંબુડીનાં ઝાડ, લીંબેણુ. અમૃત—જે પીધાથી મરણુ ન થાય તેવી વસ્તુ. ઘણી જ ગળી કહેવાય છે. દેવલોકમાં થાય છે. નાજુક—કોમળ. વિચિક્ષણુ—ડાહ્યા, બુદ્ધિવાન. ઝીણી બુદ્ધિવાળા શોખી—શોખવાળા. સફાઈ—સ્વચ્છતા. રઢ—મન લલચાય તેવું. ટાણે—વખતે. ભાગ્ય—નશીબ. નિરખ્યાં—જોયાં, ચપડા-થપ્પાની કોર. લખેશ્રી—લાખ રૂપીયાના ધણી. સદા—હમેશા. બંદર—નદી, કે દરિયા કાંઠે વહાણુ ને આગબોટ આવતાં હોય તેવું ગામ, કે શહેર. નાઘીચું—પ્રખ્યાત. લાહે—એક જાતનું રેશમી કપડું. સ્ત્રીઓ વાપરે છે કીનખાબ—એક જાતનું બુટ્ટા બુટ્ટાવાળું રેશમી કપડું, કીનારી—ફીત. નરપણુ—મર્દાઈ, મર્દપણું. ટેડી પાઘ—વાંકી પાઘડી. ફરમાસી—સરસ. ભૃગુ આશ્રમ—ભૃગુ ઋષિને રહેવાનું ઠેકાણું. ભરૂચ. રેલ—આગગાડી. કબીરવડ—કબીર સાહેબે વાવેલો વડ. શુકલતીર્થે પાસેના બેટમાં કબીરે વડનું દાતણુ કરીને વાવેલો વડ બહુ વિશાળ છે. માલ—પંચ મહાલ. માલ—દમ. કાનમ—કારવણુ ને તેની આસપાસનો ભાગ. રસાલી—રસવાળી, ફળદ્રુપ. કળીજાય—પેસી જાય. કણબી—પાટીદારથી હલકી એક નાત છે. કન્યા—કુંવારી છોકરી. ગાળી—ગાળો. ઝુંડ—જથો, ચારે—ઘાસથી. પ્રચંડ—મ્હોટું, ગોંદરૂં—ભાગોળ, ગામનો સીમાડો. વિભ્રાંત—ભ્રાંતિ વગર. શક વગરનું. ઘેલો—ગાંડો. કાયમ—ચાલતું. ગાંઠડા—પોટલાં લક્ષ્મીવિલાસ, નજરબાગ અને મોતિબાગ એ વડોદરામાં જોવા લાયક જગો છે. સાઠમારી—માણુસો હાથીને મસ્તાનો કરી તેને સાથમારી ખીજવીને નાશી જાય છે, ને તેમની પાછળ હાથી દોડે છે. નૃપ-રાજા. નવીન—નવો. પ્રવીણો—પ્રવીણ, ચાલાક, હોંશીયાર. પરવર—એક જાતનું ગીલોડાંને મળતું શાક. પાન—નાગરવેલાં

પાન, પરવરીએ-જઇએ. ચિંતા-ફીકર. ઉખાણો-કહેવત. બુદ્ધિ-અક્કલ. ગાઢી-ધણી, કઠણ. કોસર-કરકસર. હદવારી-ઘણું જ થઇ ગયું. વિચરજો-જજો. આનન્દ-હર્ખ આપે. પહેલાં. પાદશાહી-પાદશાહની. તોડા-નાના મીનારા. જુમા-મશીદ-એક મશીદનું નામ છે. સેન-લશ્કર, ફોજ. ઝાંખી-ભાસ, દેખાવ. ભદ્ર-ભદ્રકાળી માતાનો કિલ્લો. આરસ-એક જાતના પત્થર. ઓપે-શોભે. સમાન-સરખા, બરોબર, જેવા. શાહઆલમ-અમદાવાદની દક્ષિણ દિશાએ એક પ્રખ્યાત રોજો છે. રોઝો-કબર. સર્ખેજ-અમદાવાદની પાસે ત્રણેક ગાઉ ઉપર ગામ છે. ત્યાં પાદશાહનો રોઝો છે. અસલી-પહેલાંની ઇમારત-મકાન. લજવાય-ઝાંખી પડે. રાજનગર-અમદાવાદ, રાજ્યગાદીનું શહેર. ઉદ્યોગી-મહેનતુ. કોડીલા-હાંસીલા, કસર -કરકસર. પરગજુ-પારકાનું ભલું કરે તેવા લોક. તન-શરીર. કણ-દાણા. રસ-કાવ્યનો રસ. પૂરણકામ-કામ પાર પાડે તેવા. સારા-ઉત્તમ. પ્રેમાનંદ-વડોદરાનો ચોવીસો બ્રાહ્મણકવિ. જેમણે નળાખ્યાન વગેરે કાવ્યો રચ્યાં છે. દયારામ-ડભોઇના સાઠોદરા નાગર કવિ. જેમની રચેલી ગરબીઓ પ્રખ્યાત છે. શામળભટ-અમદાવાદ પાસે ગોમતીપુરનો શ્રીગોડ બ્રાહ્મણકવિ. જેમણે મડાપચીશી વગેરે કાવ્યો રચ્યાં છેઃ રંગ રાખ્યો-ટેક રાખ્યો. દલાલ-દુકાનદાર અને ગરાકને એકઠા કરી આપનાર માણસ. કાગારોળ-બૂમરાણ. કાગડાની પેઠે એકઠા થઇને કોળાહળ કરનાર. ગાયકવાડી-ગાયકવાડી મુલક. મદમાતા-જબરા. સરસ્વતિ-સિદ્ધપુર પાસેની નદી, તે કચ્છના રણને મળે છે તેથી કુંવારી કહેવાય છે. દરીયાને મળતી નથી. તીર-કાંઠા, કિનારો. કપિલમુનિ-એક ઋષિનું નામ છે.

ધામ—ઠેકાણું. પ્રાચીન—જૂનું. પ્રણામ—પગે લાગવું. ભો—બીહીક. હાલો—ચાલો, આ શબ્દ કાઠિયાવાડમાં વપરાય છે. દેશી રાજ્ય—દેશના લોકનું રાજ્ય. દિલ—મન. (ડીલ—શરીર.) રેત—રેતી. પા'ણા—પત્થર. સૌરાષ્ટ—કાઠિયાવાડ. ખનીજ—ખાણમાંથી ખોદીને કાઢે તેવી વસ્તુ ધાતુ વગેરે. ખજાનો—ભંડાર. ખોલ્યાનો—ખોદવાનો, ઉઘાડવાનો. નરસિંહ મહેતો—જૂનાગઢનો વડનગરો નાગર, આદિ ભક્તકવિ, જેમનાં પ્રભાતિયાં પ્રખ્યાત છે. ચોરો—ગામના મધ્ય ભાગમાં એકઠા થઇને બેસવાની જગો, ઠેકાણું. છતું કર્યું—જાહેરમાં આણ્યું, પ્રખ્યાત કર્યું. સપુત—સારો છોકરો. પાડ—ઉપકાર. રાગ રંગ—મોજશોખ. ભલપણ—ભોળાપણું. સુદૃઢ—મજબૂત. તીખા—તેજ સ્વભાવના. અદકા—વધારે. શાણા—ડાહ્યા. મતલબ—મતલબવાળા, સ્વાર્થીયા. ભાળ્યા—દીઠા, જોયા. રાજાધિરાજ—રાજાઓના રાજા. પ્રસંગે—વખતે. પ્રવાસ—મુસાફરી. ખારાઘોડા—એક ગામનું નામ છે. ત્યાં મીઠું પાકે છે ને મીઠું પાણી ઘણું થોડું મળે છે. કાળી—કાળકા માતા. ચાંપાનેરના કિલ્લા ઉપર તેમનું દહેરૂં છે. કુંતલેશ્વર—સુરત જીલ્લાની દક્ષિણે એક પ્રખ્યાત મહાદેવ છે. લસુંદ્રા, દેવકીઉનાઇ, અને ગોધરા પાસે કાકણપુર આગળ ઊના પાણીના કુંડ છે. ખુલ્લો—દેખીતો. રામ—શ્રીરામચંદ્રજી. વિમળશાહનાં દહેરાં અંબાજીમાતા પાસે છે. લાવા રસ—જવાળામુખી પર્વત ફાટે ત્યારે તેમાંથી ઊનો ધગધગતો રસ નીકળે છે તે. છાવણી—લશ્કરનું મથક. વેલી—વેલા, વનસ્પતિ—ઝાડ વગેરે. વિધવિધ—તરેહ તરેહનાં, ભાત ભાતનાં. ઔષધી—દવા, ઓસડ. જૈન—શ્રાવક. જયકારી—જય કરે તેવી. અઠે-કઠે—અહિં તહીં, મેવાડ—રાજપુતાણાનો એક ભાગ છે. બારી—

સીમાડો. અંગે–શરીરે. ઝાંખવું–જોવું. બોટ–આગબોટ. અલબેલી–સુંદર–શોભિતી. જગ–જગત, દુનીયાં, નૂર–તેજ, ભભકો.

૧ ગુજરાતની છેક દક્ષિણે દમણગંગા નામની નદી છે ત્યાંથી આપણે મુસાફરી કરવા નીકળીએ, તો આગળ આવતાં અમલસાડ, વલસાડ અને નવસારી આવે છે તે ગામોમાંથી અન્નાસ અને ફણુસ લેઇએ. અને ગુજરાતમાં રમીએ.

૨ કેળનાં સીતલ વન કેવાં શોભે છે, અને લીંબેણુના ઝાડોની કેવી સુગંધી આવે છે ? આ બાજુના આંબાની કેરીઓનો રસ અમૃત જેવો ગળ્યો લાગે છે એવું ત્યાંના રહેવાસી દેસાઇઓ કહે છે. ( અનાવલા ત્યાં બહુ છે તેમાં દેશાઇ લોક ચઢતા ગણાય છે )

૩ આગળ આવતાં સુરતનું સુંદર સ્ટેશન આવ્યું. આ શહેરના રસ્તા ઘણા શોભિતા છે. ત્યાંના લોક, સુંદર, નાજુક ને વિચિક્ષણ, શોખી અને સ્વચ્છતા રાખનારા છે.

૪ શહેરમાં જતાં આ બરફીની દુકાનો આવી, તે જોઇ ખાવા માટે મન થવાથી ઉભા રહો થોડી લેઇએ, આપણા સારા નશીબે આ વખતે પાપડી પણ મળી આવી.

૫. નક્કી આપણે આ શહેરની નાતમાં જમવા જવું જોઇએ, કેમકે નાતોનાં આના જેવાં જમણ, બીજે કોઇ ઠેકાણે જોવામાં આવતાં નથી. નાતમાં જમવા આવનાર સ્ત્રીઓએ થપ્પાની કોરની રેશમી ચીનની સાડીઓ પહેરવાથી તે ઘણી ચળકે છે, ને બધી સ્ત્રીઓ જાણે લખેસરી હોય એમ દેખાય છે. ( કોઇ પણ સ્ત્રીએ હલકી સાડી પહેરી નથી. )

૬ સુરતમાં મેળા સારા ભરાય છે, વરઘોડા સારા નીકળે છે, ઠામ ઠામ નાચરંગ થાય છે. ને બધા લોક હંમેશા હસતા ને રમતા જણાય છે, ત્યારે તે બધાં ઘરનું કામ ક્યારે કરતાં હશે ?

૭ જૂના વખતમાં આપણા હિન્દુસ્તાનમાં આ સૌથી મ્હોટું બંદર હતું, તેમજ તે દુનિયામાં પ્રખ્યાત ગણાતું હતું, તે હવે છેક ખરાબ થઇ ગયું હશે ? ( મુંબઇ બંદર થયા પછી આ શહેરનો વેપાર પડી ભાગ્યો તેથી ઝાંખું થઇ ગયું, વેપારીઓ મુંબઈ જતા રહ્યા, તેથી બીજા દેશના લોક ત્યાં વેપાર માટે આવ્યા નહિ તેથી ઝાંખું પડી ગયું. )

૮ તાપી નદીમાં સ્નાન કરી શહેરમાંથી લાલ, ગજી, કિનખાબ અને સોનેરી કોરો લેઇને ચાલો, આગળ જતાં નર્મદાનો પુલ એ મર્દનું મર્દાઇપણું બતાવે છે.

૯ ભરૂચ શહેરના ટેકરા વાંકા ચુંકા છે તે તપાસીને ઉપર ચઢજો. ત્યાંના લોકો વાંકી પાઘડી, અસ્ત્રી કરાવેલાં કપડાં ને ગજવામાં સરસ રૂમાલ રાખે છે.

૧૦ ભાગ્યું ભાગ્યું પણ ભરૂચ શહેર છે. ત્યાં ભૃગુ ઋષિનો આશ્રમ છે. એ શહેર ઘણું પ્રાચીન છતાં આજ પણ પરદેશ રૂ મોકલે છે.

૧૧ ભરૂચની નર્મદા નદીમાં પનાઇમાં બેસી કબીરવડ જોવા ચાલો, જગતમાં એ એક નવાઇ જેવું ઠેકાણું છે, ત્યાંથી ડભોઇ જઇ પાછા આવજો, કેમકે ત્યાંથી આગળ પંચમહાલમાં જતાં કાંઇ જોવા જેવું નથી. જંગલી મુલક છે.

૧૨ ભરૂચ મૂકીને આગળ આવતા કાનમ આવે છે, ત્યાંની જમીન કાળી પણ રસાળ છે. તે જમીનમાં ચોમાસાના વખતમાં ચાલતાં પગ ગરકી જાય છે. અને ત્યાંના કણબી–પાટીદારથી ઉતરતા લોકોની કન્યાઓ અવિવેકી હોવાથી તરત ગાળો દે તેવી છે.

૧૩ ત્યાંથી મીયાંગામ અને આગળ ઇટોલા આવે છે, ત્યાં જતાં રસ્તામાં ઝાડની ઝાડી પુષ્કળ છે. ત્યાંથી આગળ આવતાં ચરોતરના ગામની ભાગોળો બહુ મ્હોટી હોય છે ને તે ભાગ ઝાડ અને ચારાથી ભરપુર છે.

૧૪ વડોદરે વગર શકે ઉતરજો. કેમકે ત્યાં હાલ મલ્હારરાવ ગાયકવાડ છે નહિ, પણ હજુ ગાડીથી ઉતરી શહેરમાં જતાં માલનું દાણ લેવાય છે તેથી ગાંસડી પોટલી કે ટ્રંકની પેટી જોવડાવવા માટે નીચે મૂકવી પડે છે.

૧૫ વડોદરામાં લક્ષ્મીવિલાસ, મોતીબાગ અને નજરબાગ અને ત્યાં આવેલા મીનારા જોવા લાયક છે. ત્યાંની દશરાની સવારી અને હાથીની સાઠમારી જોજો. ત્યાંના રાજા સયાજીરાવ ગાયકવાડ એ નવી સુધરેલી ઢબના રાજા છે.

૧૬ ત્યાંથી નાગરવેલનાં પાન અને પરવરનું શાક લેઇને આગળ ચાલતાં મહી નદીનો પુલ ( વાસદ આગળ ) આવે છે તે જોઇ, "આવી મહી ને ચિંતા થઇ" એ કહેવત પડી હતી. ( પુલ તૂટી જતાં મરવાની ચિંતા થતી. )

૧૭ પુલ મૂકીને આગળ આવતાં ચરોતર આપોઆપ જણાય છે, જે ભાગના લોકોની બુદ્ધિ અને બોલી જાડી

છે. તેમ છતાં તે લોક ઘણા કરકસરવાળા અને જમીન પણ ઘણી ફળદ્રુપ છે.

૧૮ વડતાલ કે ડાકોર જવું હોય તો ચરોતરના મધ્ય ભાગમાંથી ઉતરીને જજો. ને કપડવંજમાં બનતા કાચ અને સાબુનાં કારખાનાં જોઇ તે કારખાનામાં સુધારો કરજો. ( તે બંને વસ્તુઓ વિલાયતી કાચ સાબુ જેવી થતી નથી તેથી તેમાં સુધારો કરવા જેવું જણાવ્યું છે. )

૧૯ ત્યાંથી ખુશી સાથે આણંદ કે નડીઆદમાં ભેગાં થજો. ( ડાકોરથી પાછાં આવતાં આણંદે મળાય ને વડતાલથી આવતાં નડીઆદ પાસેના બોરીઆવી સ્ટેશને ભેગાં થવાય) ત્યાંથી મહંમદ બાદશાહે વસાવેલું મહેમદાવાદ જોઇને અમદાવાદ આવજો.

૨૦ અમદાવાદમાં પહેલાં બાદશાહની મ્હોટી ગાદી હતી. ( રાજ્યધાની હતી ) ત્યાં ઠામ ઠામ મસીદો, ને તેના તોડા, હજુ પણ તે વાતનું સ્મરણ કરાવે છે.

૨૧ ત્યાં જુમામસીદ ઘણી મોટી હોવાથી મહુમદશાહનું લશ્કર તેમાં માઇ રહેતું, તે મસીદ જોતાં તે વખતની બાદશાહી જાહોજલાલીનું સ્મરણ થાય છે.

૨૨ ત્યાં ભદ્રના કિલ્લાની શોભા બહુ સારી છે. રસ્તામાં કમાનવાળા ત્રણ દરવાજા આવે છે. હઠીસિંગના દહેરામાં જડેલા આરસપાણ હીરા જેવા શોભે છે.

૨૩ શાહઆલમ અને સર્ખેજના રોઝાની શોભા હું શી રીતે વર્ણવી શકું ( મતલબ કે ઘણી છે ) જૂના વખતના ઈમારતના હુન્નર આગળ આજનું ઇંજનેરી કામ શરમાય

તેવું છે. ( આજનું ઇંજનેરી કામ, તે વખતના હુન્નર આગળ કાંઈ ગણતીમાં નથી. )

૨૪ રાજનગર એટલે અમદાવાદના લોક ઘણા મહેનતુ છે, તેમ કરકસર કરનારા અને હોંસીલા છે. વળી વિવેકવાળા ને તન મન અને દાણાથી પારકાનું ભલું કરે તેવા છે.

૨૫ કવિતામાં આ જગોએ કવિ શામળભટના છપ્પા વપરાય છે, જે કવિઓનાં કામ પૂરણ કરે છે. જેમ સુરતમાં કવિ પ્રેમાનંદ ને વડોદરામાં દયારામ કવિની કવિતા બોલાય છે. ( તેમ )

૨૬ અમદાવાદમાંથી બાદશાહનું રાજ્ય ગયું, પણ તે શહેરની કીત વાણીયાએ ( વેપારીએ ) ટકાવી રાખી, સુતર, રેશમ અને ચાંદીના તારના ધંધાએ શહેરને રોક્યું ( સુતરની મીલો, રેશમી કાપડ, અને જરી કોરના હુન્નરે કીર્તિ ટકાવી) ધંધો બહુ વધ્યો.

૨૭ અહીંથી ધોતીજોડા, પીતાંબર અને સાડીઓ તપાસીને લેજો, તે લેવા માટે દલાલને કહેવાથી બાર વેપારીને બોલાવ્યા હોય તો બોતેર હાજર થાય છે. મતલબ કે વેપારીઓ ઘણા આવે છે.

૨૮ દલાલ, બીજા ઉત્સાહી વેપારીઓનાં ટોળેટોળાં આવે છે. આ વ્યાપારીઓ માંહોમાંહે લઢે વઢે છે, ગાલો દે છે, તેમ સમખાઇ જુદી બૂમરોળ કરી મૂકે છે.

૨૯ અમદાવાદથી આગળ જતાં ગાયકવાડી રાજ્યનો ભાગ આવે છે. ત્યાં લુંટારા લોકના જબરા ઘોડા લુંટ માટે

ફરે છે ( ફરતા હતા ) તેમાં વડનગર અને વીસનગરમાં જવા જેવું છે પણ જતા નથી.

૩૦ સરસ્વતિ નદી ઉપર કપિલ મુનિનું સિદ્ધપુર ધામ આવેલું છે. ત્યાંથી આગળ જૂના વખતમાં વસેલું પાટણ શહેર આવે છે. અહીંથી આગળ ઉત્તરમાં ન વધતાં પ્રણામ કરી બીજી દિશા તરફ જઇએ.

૩૧ કાઠિયાવાડમાં હાલ બીહીક જેવું નથી. ચાલો, તે તરફ જઇએ. ત્યાંનાં દેશી રાજ્યમાં રૈયતને પડતાં દુઃખ જોઇને દિલમાં દુઃખી થઇએ.

૩૨ આગળ ચાલતાં રેતી આવતી બંધ થઇને પથરા આવ્યા. એવી જગોએ ઝાડનું તો નામ જ નથી. ( બીલકુલ ઝાડ નથી ) ખરેખાત, કાઠિયાવાડ તો ખનીજ પદાર્થનો ભંડાર છે. ને તે ખોદી કાઢવાનું ઠેકાણું છે.

૩૩ પહેલાં જુનાગઢ જઇએ ને ત્યાં ભક્તકવિ નરસિંહ મહેતાનો ચોરો જોઇએ. એણે ગુજરાતને પ્રસિદ્ધિમાં આણ્યું એ ઉપકાર કાંઈ થોડો નથી.

૩૪ જામનગર મોજશોખમાં મચેલું છે, ને ભાવનગરના લોક ભોળા છે. પહેલા નંબરમાં ધ્રાંગદ્રાનું રાજ્ય ગણાય છે, પોરબંદરને હાલમાં ગણીશ નહિ.

૩૫ કાઠિયાવાડી લોક મજબૂત, તીખા સ્વભાવના, શોખી, ડાહ્યા, મતલબીયા ને ખટપટીયા છે તેમજ મધ કરતાં એ વધારે મીઠાશથી બોલનારા લોક આ તરફ જોવામાં આવે છે.

૩૬ તે વિના જોવા લાયક બીજાં ઘણાં શહેર છે, પણ

કહોને શું કરવું, ત્યાં જવા જેટલો વખત નથી, માટે કાઠીયાવાડની રાજ્યધાનીના શહેર. રાજકોટમાં જઇને રહીએ. જ્યાં રાજ્યનો વાવટો ફરકી રહ્યો છે.

૩૭ ત્યાં દરેક રાજ્યના રાજાઓ પ્રસંગે આવી જાય છે, તે બધાંને જોઇ રહ્યા, કે આપણી મુસાફરી પુરી થશેજ.

૩૮ દીવબંદર, ધોલેરા ને ઘોઘા જોવાનાં રહી ગયાં, ખારાઘોડામાં પાકતું મીઠું ખૂટે નહિ એટલું છે. જ્યાં આગળ પીવાનું મીઠું પાણી ઘણું મોઘું મળે છે.

૩૯ ગુજરાતની પશ્ચિમે દ્વારકામાં રણછોડજીનું ધામ છે, ને ઉતરે અંબાજી માતાની, દક્ષિણે કુંતલેશ્વર મહાદેવની અને પૂર્વમાં ( ચાંપાનેરમાં ) કાળકા માતાની, એમ ચાર દિશાએ ચાર દેવોની ચાર ચોકી છે ( ચાર દેવો ચોકી કરે છે ).

૪૦ લસુંદ્રા કપડવન પાસે, ગોધ્રા પાસે ટુવા, અને સુરત પાસે દેવકી ઊનાઇમાં ઊના પાણીના કુંડ છે, ત્યાં આગળ ઉઘાડી રીતે ગંધકની વાસ આવે છે એટલે ગંધકને લીધેજ પાણી ગરમ રહે છે, તો પછી તેમાં રામચંદ્રજી ( ઇશ્વર )નો ચમત્કાર છે એમ શા માટે માનીએ.

૪૧ અંબાજી પાસે વિમળશાહનાં દહેરાં લાવા રસમાં દટાયેલાં છે, ને તે જોતાંજ જ્વાળામુખી પર્વત કોઇ વખતે ફાટયો હશે એમ ડાહ્યા માણસો કહે છે.

૪૨ સરહદ ઉપર ડીસાની કાંપ જોવાની રહી ગઇ, જ્યાંનાં હવા પાણી ઘણાં ઉત્તમ છે, ત્યાંથી પાલણપુર થઇ આબુ પર્વત ઉપર જવાનો વિચાર કર્યો.

૪૩ એ પર્વતમાં ઘણી જાતની વનસ્પતિ થતી હોવાથી જુદી જુદી જાતની ઔષધિ હાથ આવે છે, ત્યાં જય કરે તેવાં જૈન લોકનાં દહેરાં આવેલાં છે, અઠેકઠે બોલનારા મેવાડી અને મારવાડીની આ બારી છે. અહિંથી મેવાડ ને મારવાડ જવાય છે. ત્યાં જવાનો પ્રથમ રસ્તો અહીંથી આવે છે.

૪૪ આબુ પર્વત ઉપર વાદળાં આપણા પગમાં અથડાય છે, ને ટાઢ ઘણી હોવાથી ઠુંઠવાઇ–અકડાઇ–જવાય છે. હે ભાઇ વચમાં આપણે પાલીતાણા, ગિરનાર ને શેત્રુંજે જવાનું ભૂલી ગયા.

૪૫ રાંધણપુર જઇને રણ જોવું, ત્યાંથી કચ્છ ભુજ જવાય છે. ત્યાંના માંડવી બંદરથી આગબોટમાં બેસી મુંબઇ અવાય છે.

૪૬ મુંબઇ તો એક સુંદર શહેર છે, ને તે દુનિયામાં પ્રખ્યાત ગણાય છે, ત્યાંની વિદ્યા, ત્યાંનો વેપાર અને હુન્નર નવલરામભાઇ કહે છે કે હું શું કહું ? મતલબ કે ઘણોજ છે.

---

# ચૈતર માસનું ચિત્ર.

## ગરબી ત્રીજી.

ચિત્ર–ચીતાર, દેખાવ. ચતુર–ડાહ્યા, શાણા. વસંત–વસંત ઋતુ ( મહા સુદ ૫ થી ચૈત્ર સુદ ૫ સુધી ). નિર્મળા–સ્વચ્છ, ચોકખા. ઝગઝગે–ચળકારા મારે. ચંદની–અજવાળીયું. ચંદ–ચંદ્રમા, ચારૂ–સુંદર. શિતલ–ઠંડો. મંદ–ધીમો. ધગી–તપી. જંત્રવેળા–ખરા મધ્યાન્હે, બાર વાગે. બાળપંખી–પંખીનાં ન્હાનાં બચ્ચાં. રડવડે–ભટકે.

ડાહ્યા માણસે ચૈત્ર મહિનાને વસંત ઋતુમાં શા માટે ગણ્યો હશે, લોકોએ ઉન્હાળાનો ગુણ જોઇ તેને ઉનાળામાં ગણ્યો હશે. ૧.

બપોરે જે તાપ પડે છે તેની અવધી છે. રાત સારી દેખાય છે, તેમ સવાર સાંજ પણ સારાં દેખાય છે. ૨.

રાતે સ્વચ્છ આકાશમાં તારા ઝગઝગે છે. તેમજ ચારે બાજુએ ચાંદનીમાં ચંદ્રમા સારો ચગચગે છે. ૩.

સાંજ સવારમાં ઠંડો પવન ધીમે ધીમે વાય છે, ને તે જ કારણથી સરકારી નિશાળોનો વખત સવારમાં રાખવામાં આવે છે. ૪.

પણ ખરા બપોરે તાપથી ધરતી ઘણી તપી જાય છે. તેથી છત્રી અને જોડા વિના ઘરની બહાર એક પગલું પણ નીકળાતું નથી. ૫.

એટલા જોરમાં તાપ પડે છે, કે તેથી માથાનું તાલકું તપી જઇ માથું ભમી જાય છે. તેમજ આવી વખતે શરીરનું લોહી ગરમ થઇ ઉંઘ આવે છે. ૬.

વાઘ, સાપ અને બીજાં પ્રાણીઓ, છાયા વાળી જગો શોધી કાઢી ત્યાં ઉંઘે છે. ઝાડ ઉપર બેઠેલાં પંખી ઉંઘમાં ડોલાં ખાય છે. ૭.

માળામાં બેઠેલાં પંખીનાં બચ્ચાં તાપને લીધે તરફડે છે. નવલરામ કહે છે ઉની લૂ બહુ વાય છે અને નઠારાં છોકરાં ઘર બહાર ભટકે છે.

———

# વૈશાખ માસનું ચિત્ર.

## ગરબી ચોથી.

લૂ-ગરમ પવનનો ઝપાટો. શાખો-આંબા ઉપર પાક ઉપર ચઢેલી કેરીઓ. લાધી-મળી. પંચાગ્નિ-ચાર ખૂણાએ ચાર અને એક સામી ધૂણી કરી વચમાં બેસીને માળા ફેરવવી. ભઠ્ઠી-લુહારને ઘેર લોઢું ગાળવાની ભઠ્ઠી. તાકતાં-જોતાં. વનચરો-વનમાં ચરનારાં પશુ. ઝાંઝવાનાં જળ-ઊનાળામાં ખારવાળી સપાટ જમીન ઉપર જે કલ્પીત પાણી દેખાય છે તે. ઝાંખતાં-જોતાં. ચેન-સુખ. મસાણ-મડદાં બાળવાની જગો. સમ-જેવી, સરખી. દારૂણ-ભયંકર. દવ-જંગલનું બળવું. ચોગમ-ચારે બાજુ. વહ્નિ-વેલા.

વૈશાખ માસમાં લૂ બહુ વાય છે, ને તે વખતે આંબા ઉપરથી શાખો મળે છે. ધરતીએ પંચાગ્નિનો જોગ સાધ્યો કે શું? કેટલાક (સાધુઓ આ વખતે મેદાનમાં પોતાની આસપાસ છાણાંની ચાર અને એક સામી ધૂણી સળગાવી તેની વચમાં ઇશ્વરના નામની માળા ફેરવે છે.) ૧.

જાણે લુહારની દેવતાથી ધીકતી ધમણ આગળ ઉભા રહ્યા હોઇએ એમ બારણે જતાં તડકાના ભડકા લાગે છે.૨

તડકામાં ઉભા રહીને જોવા જતાં આંખે અંધારાં આવે છે. વનમાં પશુઓ ઝાંઝવાનાં પાણી જુએ છે. ૩

ઘરમાં બેસી રહેતાં આ વખતે જીવને ચેન પડતું નથી. ઊના પવનની ઝાળ આવતાં શરીરની ચામડી જળાઈ જાય છે. ૪

ગામ બહાર લૂના સપાટાથી ઘાસમાં છોડવા સુકાઇ જઇને ભાગોળ મસાણ જેવી થઇ ગઇ છે.

જ્યાં ત્યાં ઝાડ, પાનાં વીનાં બોડાં દેખાય છે. પવન વાય છે તેથી ઝાડ ઉપરનાં સૂકાં પાંદડાં નીચે ખરર કરતાં ખરી પડે છે. ૬

જંગલમાં વાંસની ઝાડી આ વખતે સળગી ઉઠે છે, (એક વાંસની સાથે બીજો વાંસ ઘસાતાં દેવતા થઇને ) ને તેથી ભયંકર દવ જંગલને બાળતો ચારે તરફ ઘુમે છે. ૭

પશુ, પક્ષી, ઝાડ, ને વેલા તાપથી પ્રલય-બળી-જાય છે. ને તેથી બધાં જંગલો ઉજડ ઉજડ થઇ ગયાં છે. ૮

---

# જેઠ માસનું ચિત્ર.

## ગરબી પાંચમી.

રોમ—શરીર ઉપર ઉગેલા બાલ. બ્હાવરાં-ગાંડા જેવાં કમી-ઓછાં, દોહ્યલા-કઠણ, ધરણી-પૃથ્વી. ગગન-આકાશ. દડ-ધૂળ-જળ સ્તંભ-પાણીનો થાંભલો. મેઘ-વરસાદ. રેણું-રેતી, ઝળહળે-પ્રકાશે.

જેઠ મહિનો આવ્યો ને બાફથી બફાઇ ગયાં, જોને રોમે રોમથી પરસેવાના ફુવારા ફુટે છે. ૧

એવાં ઘણાં ઝરણુ એકઠાં થવાથી શરીર ઉપર પરસેવાની નદીઓ (રેલા) વહે છે. ને કપાલ, ગાલ અને ગળા આગળથી પરસેવાનાં ટીંપા પડે છે. ૨

જેટલું પાણી, પરસેવાથી બહાર નીકળે છે, તેટલું જ પાણી, અરે જીવ, પાણી પાણી કરતો પાછું લે છે (પીએ છે, જેઠમાં તરસ બહુ લાગે છે.) ૩

તાપથી જીભ સુકાઇ જાય છે, અને જંગલમાં જનાવરો પાણી માટે દોડતાં ફરે છે. જે જનાવરો ગુફાના ખૂણામાં સંતાઇને સુઇ રહ્યાં હતાં. ૪.

ઊનાળામાં કેટલેક ઠેકાણે પાણીની અછતને લીધે પુરતું પાણી મળતું નથી. તેથી પાણી વિના બધાં બહાવરાં થઇ જાય છે, નદી, નાળાં ને તળાવ સુકાઇ જાય છે. ૫

આ મહિનામાં કુવાનાં પાણી ઓછાં થઇ જાય છે, ને ઊનાળાના લાંબા દહાડા દોહ્યલા–કઠણ. (દુઃખ ભર્યા) લાગે છે. ૬.

દરિયામાં ઘણાં તોફાન થાય છે, અને વા, વંટોળે ચઢી પાણીમાં તેમ જમીન ઉપર જુલમ કરે છે. (નુકસાન કરેછે) ૭

પવન, જમીન ઉપરની ધૂળ લેઇને આકાશમાં ચડે છે, તે વખતે આંધી–વા વંટોળીયા–થી ન દેખાય તેવો બનાવ, બને છે, ને રણમાં ચાલતા મુસાફર અને તેમનાં ઉંટ (રેતી ઉડીને તેમની ઉપર ઢગલો થવાથી) દટાઇ જાય છે. ૮

દરિયામાં પવનથી વહાણના સઢ ફાટી જઇ વહાણો ડોલી જઇ ચગડોલે ચઢે છે. ને દરિયામાં બુડી જવાથી તેમાં બેઠેલાં માણસની મરતી વખતની ચીસો સંભળાય છે, ૯

મહાસાગરમાં પવનથી પાણીના થાંભલા થઇ વાદળને અડકે છે. તેમજ નવલરામ કહે છે કે, તેવાજ થાંભલા રેતીના રણમાં થઇને તાપમાં ચળકે છે. ૧૦

---

# ભક્તિનું પરોઢીયું.

## ગરબી છઠ્ઠી.

ભક્તિ–સ્તુતિ, પરોઢિયું–સવાર. સમરીએ–યાદ કરીએ સકળ–બધા સ્થળ–ઠેકાણું. શાંત શાંત–શાંતિ શાંતિ, દાતાર આપનાર સાર–સારો. શ્રી–સારો. બ્રહ્મ–પરમેશ્વર. પૂર્ણ પૂરેપૂરો, પ્રફુલ્લ–ખીલેલાં, ઉદક–પાણી. પલ્લવ–ડાળીઓ. બુંદ–પરપોટો. રાત્રી–રાત. પોયણી–પોયણ ચંદ્રને દેખીને ખીલે છે. ને દિવસે સૂર્ય ઉગતાં મીંચાઈ જાય છે. શિતળ–ઠંડો. સુગંધિત–ખુશબોદાર, સુગંધવાળો, મંદ–ધીમો ચિદાનંદ–ચિદ્ ચિત્ત+આનંદ=મનનો આનંદ. ગુઢ–ઝટ સમજાય નહિ તેવું, કવન–કવિતા.

બધી જગોએ શાંતિ શાંતિ ફેલાઈ જવાથી મ્હારૂં મન પણ શાંતિમાં છે. તેથી આ શાંતિના આપનાર સારા પ્રભુને હું યાદ કરૂં છું. ૧

પૂર્ણ બ્રહ્મ જે પરમેશ્વર તેની ભક્તિ કરવાનું આ સવાર છે. તળાવના પાણીમાં કમળઅને તેની ડાળીઓ પ્રફુલ્લ થયાં છે, તેમજ તેની ઉપર રહેલાં પાણીનાં ટપકાં જોઈ આનંદ થાય છે. ૨

હે ભાઇ, મોહરૂપી રાતનું અંધારૂં આજ ઝાંખુ થઇ ગયું ( સૂર્ય ઉગવાથી રાતનું અંધારૂં જતું રહ્યું ) ભક્તિરૂપી સૂર્ય ઉગવાથી મોહરૂપી રાતની કાળાશ જતી રહી. અને પાપ-રૂપ જે પોયણી, તે સૂર્યને દેખીને બીડાઇ ગઇ. ભક્તિ કરવાથી પાપ જતું રહ્યું. ૩

ઠંડો, સુગંધવાળો, ને ધીમા પવનથી આત્મા જાગ્યો ને જગતને શુદ્ધ કવિતાથી જગાડયું. ૪

---

# ધોરણ છઠ્ઠું.

## ગરબી ૧ લી.

### પ્રભાતનું વર્ણન.

પ્રભાત—સવાર. વર્ણન-હકીકત. ઉજમાળાં—હેતાળાં. મેના એક જાતનું કાબર જેવું કાળાશ પડતા રંગનું પક્ષી. પૂર્વ હિન્દુસ્તાનમાં થાય છે, તે બહુ મધુર બોલે છે. આપણા પ્રાન્તની હવા તેને માફક આવતી નથી તેથી બહુ દહાડા જીવતું નથી. રસાળા—રસવાળા રસીક—મીઠા, બાળા—છોકરી. સ્વચ્છંદે—મરજીમાં આવે તેમ, ગોશાળા—ગાયો બાંધવાની

જગો ઉલ્લાસે—હોંસથી, આનંદથી. ચંડોલ—એક જાતનું પક્ષી છે, તે બીજાં પક્ષીઓ કરતાં આકાશમાં ઘણું ઉંચે ઉડે છે.

ઝાકમઝોળ—ઘણુંજ, ગુણીજન—ગુણવાન માણસ. બ્રહ્મ—પરમેશ્વર. વૃક્ષ—ઝાડ. મન કમળ—મનરૂપી કમળ. સુખધામ—સુખનું ઠેકાણું દિશ—દિશા, તરફ. અતિશ—વધારે. સંઘુ—સઘળું ઝબકોળી—પાણીમાં બોળી—કાઢવું. જ્યોતિ—પ્રકાશ. સિંધુ—દરિયો. પરિબ્રહ્મ—પરમેશ્વર ધ્યાને—વિચારે. સદ્‌બુદ્ધિ—સારી બુદ્ધિ. સમો—વખત સંધ્યા—સંધ્યા. બ્રાહ્મણો સવારે, મધ્યાન્હે, ને સાંજે જે સંધ્યા કરે છે તે. વંદાય—પગે લગાય. સુખસાધન—સુખનું હથીયાર. ભાગ્ય—નશીબ. વિશાળ—મ્હોટું મંદ—ધીમો શિતલ—ઠંડો. સુગંધી—સારી વાસવાળો. તન—શરીર.

હે મારી વહાલી બહેનો, તમે જાગો, જાગો, કેમકે સારૂં પ્રભાત થયું છે. ૧

મોર, પોપટ, ને મેનાં જાગીને ધીમે ધીમે રસીક વચન બોલે છે. જાણે કે એ ન્હાની છોકરીઓને જગાડતાં ન હોય। ૨

તે વિના ઘરબહાર બીજાં પંખી ઉડે છે, ને મીઠું બોલી કલ્લોલ કરે છે. ૩

ચકલીઓ આનંદથી ચીં ચીં બોલે છે, ને ખીસકોલી પોતાની મરજીમાં આવે તેમ રમે છે. ૪

કોઢમાં ગાયો ને ભેંસો બોલે છે, ને તેનાં વાછરડાં આનંદથી નાચે છે. ૫

જુઓ જુઓ, ઉંચે આકાશમાં આનંદથી પક્ષીઓ ચક્કર ચક્કર ફુંદડી ફરે છે. ૬

રસમાં ગરક થયેલું, ઘણા આનંદથી ચંડોલ પક્ષી ગાતું ગાતું આકાશમાં બીજાં બધાં પક્ષીઓ કરતાં વધારે ઉંચું ચઢયું છે. ૭

ગુણવાન માણુસો આનંદથી પરમેશ્વરના નામના ગીત ગાય છે, ને આવી રીતે બધું જગત આનંદમાં છે. ૮

ઝાડ ને વેલા હસી ઉઠયાં, ખુશી થયાં, અને મન રૂપી કમળ આ વખતે ખીલી નીકળ્યું. સવારમાં મન, શાન્ત હોવાથી આનંદ થાય છે. ૯

સુખના ઠેકાણા જેવો સુરજ ઉગ્યો. તેનો આ ઠેકાણે ઠેકાણે ઓચ્છવ થતો જોવામાં આવે છે. ૧૦

સવારમાં ઉઠીને બધાં માણુસ પૂર્વ દિશા તરફ જુએછે. તે વખતે તે ઘણી રાતી અને સોનેરી રંગની જણાયછે ૧૧

ઓ, આ સૂર્યનારાયણ ઉગ્યા, ને બધું પ્રકાશવાળું થઈ ગયું, જાણે પ્રકાશના દરિયામાં જગતને ઝબકોળી કાઢયું. ૧૨

તેથી બધા બાગ બગીચા શોભી રહ્યા, ને લીલા ઘાસ-રૂપી ગલીચા ઝળકી રહ્યા. ૧૩

ઋષિ લોકો—બ્રાહ્મણો—ઉભા રહીને જય જય બોલે છે, તેમજ ઘણા ભાવથી તેઓ ઇશ્વરનું ધ્યાન ધરે છે. ૧૪

તેઓ ધ્યાનમાં પરિબ્રહ્મને હૃદયમાં ધારે છે, ને સારી બુદ્ધિ અને પ્યાર માગે છે. ૧૫.

ખરેખાત આ વખત જ ભક્તિ કરવાનો છે, ને સહેજે સંધ્યાવંદન થાય છે. ૧૬.

આ વખત સુખનું ઠેકાણું છે, તેથી આ વખતે જે કોઇ માણસ જાગે તેનું નશીબ બહુ મ્હોટું સમજવું. ૧૭

આ વખતે મંદમંદ (ધીમો ધીમો) ઠંડો પવન આવે છે, ને વનમાં સુગંધી પસરી રહે છે. ૧૮

તેથી શરીર અને મન તાજાં થાય છે, ને તેજ કારણથી લાંબુ આયુષ્ય, વિદ્યા ને પૈસો વધે છે. ૧૯

---

# ગરબી બીજી.

## ઇતિહાસની આરસી.

ઇતિહાસ–પહેલાં બની ગયેલા બનાવોના વર્ણનનું પુસ્તક આરસી–આયનો, દર્પણ, તકતો, સાહી–પકડી. જશ–કીર્તિ પછાત–પાછળ. ઝાંખી–નિહાળી દાખી–બતાવી. ડર–બીહીક દોર–સત્તા, ભભકો. સંચરતા–જતા. ચકરી–ચકરી પાઘડી બાંધનારા દક્ષિણના બ્રાહ્મણો વિગેરે. જાલમજોર–બહુ જુલમ કરનારા. ઇકડે યા–અહીં આવ. અધર્મ–પાપ. ધર્મ નહિ તે. શૂન્ય થયું–જતું હતું. ચમકારા–ઝળકારા. ચોપાસે–ચારે તરફ. અકબરશાહી–અકબર બાદશાહની પદ્ધતિ. દાણુ–જકાત. પક્ષાપક્ષી–વગવશીલો. સમાન–સરખું, દેશાઇગીરી–દેશાઇનો હોદ્દો. બક્ષી–આપી. યોગે–પ્રતાપે. સ્વતંત્રપણે–કોયના તાબામાં નહિ, પોતાને તાબે, લાડે–ભોગવે. કુત્તે–કુતરા

ઉપર. સસ્સા–સસલું. આયા–આવ્યું. બસાયા–વસાવ્યું. શાહ–બાદશાહ. આશા ભીલ–ભીલનું નામ છે. અસાવળ–ગામનું નામ છે. તેજાં–એક સ્ત્રીનું નામ છે. મહામોટા–ઘણા જબરા. જંગી–મોટા ચકચૂર–ચૂરેચૂરા. ફીરંગી–ડચલોક, અકરાકેર–ઘણોજ જુલમ. પૂરા થયા–મરી ગયા. પડયું–નાશ પામ્યું, વરત્યો–થયો. ત્રાહ્ય–તોબા. ધિક–ધિક્કાર. નુગરા–ગુરૂ વગરના ખરાબ, નઠારા, જાન–જીવ. હરતા–લેઇ લેતા. શૂર–જોદ્ધા. જળપૂર–ખૂબ પાણી. પોક–બૂમ. ગગન–આકાશ. પરતંત્ર–પારકાને તાબે. ખાંપણ–કલંક. શોક–દિલગીરી. થંભ્યું–અચકાયું. ગાન–ગાયન. જ્ઞાન–સમજણ. સ્થાન–ઠેકાણું. ચલિત–નાશ પામે તેવું.

ઇતિહાસનું દર્પણ હાથમાં લેઈ મેં તેમાં જોયું તો તેમાં કોઇ પણ હમેશાં કાયમ રહે તેવું જોવામાં આવ્યું નહિ, પણ છાયા જેમ ફરતી રહે છે તેમ બધું ફરતું દીઠું. ૧

આ દેશમાં બધા લોક કયાંના રહેવાસી, ને ક્યાં રહેવા આવ્યા છે; હાલ અંગ્રેજ સરકાર રાજ્ય કરે છે, ને જગતમાં જશ લે છે. ૨

પણ જો એંશી વરસ ઉપર આપણે તપાસીને જોઇએ તો આ પ્રાંતમાં દક્ષિણીઓનું રાજ્ય હતું, ને તે બધે બીહીક બતાવીને ફરતા હતા. ૩

પેશ્વા સરકારની સત્તા કેટલી બધી હતી? તેઓ પૂનેથી આવતા હતા, તે ચકરી પાઘડીઓ પહેરનાર દક્ષિણીઓનો બહુ જુલમ હતો, ને ઇકડે યા, અહીં આવ કહેતા હતા. ૪

તેમણે પોતાના રાજ્યમાં બહુ અધર્મ કરવા માંડયો, જે ધર્મનું રાજ્ય કહેવાતું હતું, તેથી ચાર દિવસ તેજ બતાવીને પછી નાશ પામ્યું, બહુ દહાડા ટકી રહ્યું નહિ. ૫.

આ પેશ્વાનું રાજ્ય થતા પહેલાં મોગલ લોકનું રાજ્ય ચોતરફ હતું, અને અકબર બાદશાહની રાજ્ય પદ્ધતિએ રાજ્ય ચાલી નીતિ સારી રાખી હતી. ૬

તે વખતે લોક ઉપર જુલમ નહતો, તેમ દાણની રકમ પણ ભારે નહતી, તેમ વગ વશીલો ચાલતો નહિ, તેમણે દેશના લોકને સરખા ગણીને માન આપ્યું હતું, તેમ કેટલા લોકને દેશાઇગીરીની પદ્દી આપી હતી. ૭

મોગલ લોકનું રાજ્ય બસેં વરસ સુધી રહ્યું તે આવા નીતિના નિયમોને લીધેજ, તેમાં જ્યારે ફેરફાર થયો ત્યારે તેમનું રાજ્ય રોગથી ( અનીતિથી ) મરવા પડયું. ૮

આ બસેં વરસ બાદ કરી તે પહેલાં જો જોઇયે તો અહિં અમદાવાદના બાદશાહ સ્વતંત્રપણે રાજ્ય કરતા હતા. ૯

અહમદશાહ શિકારે ગયો ત્યાં જંગલમાં શિકારી કુતરાની સ્હામે સસલું થયું તે જોઇ બાદશાહે તે જગોએ અમદાવાદ શહેર વસાવ્યું,× તે પહેલાં ત્યાં અસાવલ ગામ હતું ને આસો ભીલ રાજ્ય કરતો હતો તેમ તેનાં નામની સ્ત્રી હતી, તેમને આ વાત પસંદ પડી. ૧૦

---

× કુતરા ઉપર સસલું ધસી આવ્યું તે જોઇ બાદશાહને આશ્ચર્ય લાગ્યું ને વિચાર કર્યો કે અહીં શહેર વસાવવાથી લોકો નિરોગી ને બળવાન થશે.

તે શહેરમાં અહમદ એગડો નામનો એક મોટો બાદશાહ થયો; તેણે શહેરમાં મસિદો, મિનારા, કોટ, અને મકાનો બાંધી ૧૧

તે ઘણોજ જોરાવર બાદશાહ હતો, તેણે વહાણોની લડાઇમાં ફીરંગી લોકોને હરાવ્યા. ૧૨

પણ સન ૧૪૧૨ પહેલાં આ શહેર હતુંજ નહિ. ૧૪૧૨ માં અમદાવાદ શહેર નવું વસ્યું છે તેથી હવે હું પાટણપુરની હકીકત ગાઉં છું. જ્યાં આગળ ઘણોજ કેર વર્તાઇ ગયો હતો. ૧૩

સન તેરસેંની સાલમાં ગુજરાતનુ હિંદુ રાજ્ય પુરૂં થયું નાશ પામ્યું. તે સાલમાં પાટણમાં ત્રાસ વરતાયો, નગુરા- દયા વિનાના નાગરને ધિક્કાર છે? પાટણની પડતીનું કારણ માધવ પ્રધાનને માથે આવ્યાથી, ને તે નાગર હોવાથી ત્હેનો ધિક્કાર બતાવ્યો છે. ૧૪

દેશમાં મારૂં મારૂં કરતા મુસલમાનો પેઠા, (અલ્લાઉદ્દીનના લશ્કરના મુસલમાન સિપાઇઓ લુંટફાટ કરતા, વટલાવતા, ને જીવ લેતા હતા, તેમજ વહુ અને દીકરીઓને વટલાવીને લેઇ ગયા. ૧૫

હજારો રજપૂતો સામા લડયા, ને રણમાં મરાયા. તેઓ કેસરીયાં કરી ભલે મરીયે, ભલે મરીયે, કરતા મુસલમાનો પર તૂટી પડયા, પાણીના રેલાની પેઠે તેમનુ લોહી વહેવા માંડ્યું, ને તેના દરિયામાં દેશ ડુબી ગયો !

એ દિવસે મરના માણસોની તેમ દુખીયારા લોકની જે

પોક પડી, તેનો અવાજ હજુ પણ આકાશમાં ગાજી રહ્યો છે. હે દેશીઓ તે દિવસે બધા એકઠા થઇને આજે તેનો શોક કરો ! ૧૭

એ દિવસથી આપણે પરાધીન થયા, ને આપણી કીર્ત્તિને ઝાંખ લાગી, તે પહેલાં આપણુ હિંદ લોકો સ્વતંત્ર હતા. ને અહિં આપણુંજ રાજ્ય હતું. ૧૮

આ બધું કહેતાં નવલરામભાઇ કહે છે કે, મારા મનમાં શોક વધી ગયો, ને આગળ કવિતા ગાઇ શક્યો નહિ, ફક્ત એકજ જાતનું જ્ઞાન રહ્યું તે એ કે, આ જગત્‌માં ધર્મ વિના બધું નાશવંત છે.

---

## ગરબી ૩ જી.

### વસંતવર્ણન.

વસંત—વસંત ઋતુ, મહા સુદ ૫ થી ચૈતર સુદિ ૫ સુધીના બે માસ વસંત ઋતુના કહેવાય છે. વર્ણન—હકીકત. પચરંગી જુદા જુદા પાંચ રંગનું. પટકુલ—લુગડું, ધારી—પહેરી. કુદરત્ત સૃષ્ટિની શોભા. ન્યારી—જુદી જાતની. સજ્યાં ધર્યાં, નવ પલ્લવ—નવી કુંપલો, અથાક—ઘણો. કલગીઓ—છોગાં. વેલી—વેલા. હસ્ત—હાથ પ્રસારી—પહોળા કરી, રંગ બેરંગી—જુદા જુદા રંગનાં, અપારી—ઘણાં ઝુલે—ડોલે. ભારી—ભારે. ભમર—ભમરા. ગુંજાર—ગણગણાટ. સુગંધી—ખુશબો, સુગંધ. બહેક—સુગંધ. પ્યારી—વહાલી. નવરંગી—નવા રંગના. અવર—બીજાં મધુર—મીઠાં. રવ—અવાજ, પંચમ—એક જાતના રાગનું નામ છે. અનુસારી—મળતા આવતા. કુંજ-વૃક્ષોની ઘટા. દીપી—

શોભી. મનોહર—મનને હરી લે એવું. કામણગારી—કામણ કરે એવી, વશ કરી લે તેવી. લોચનહારી—આંખને ગમે તેવી, આંખોને ટાઢક વળે એવી કંઠે—ગળામાં. ગુલાબી ટાઢ—સવારની ટાઢ. મંજરીઓ. સુગંધીત—સુવાસવાળો. ખુશબોદાર. શિતલ—ઠંડો. સમીર—પવન. સુખકારી—સુખ કરે તેવો. ઉમંગ્યાં—ખુશ થયાં. કુમાર—ન્હાનો છોકરો, કુમારી—ન્હાની છોકરી. સજોડે—સાથે. કોડે—હોંસથી. ઉમંગથી. મઝાદારી—મઝા કરે તેવી. મીઠી—મધુર. ઉચારી—બોલી. સુર—અવાજ, ધુમીં—ફેલાઇ ચોગમ—ચારે બાજુ, ચારે તરફ. જારી—શરૂઆત. લજ્ઞસરા—લગ્નગાળો. સોહે—શોભે. આચારી—આચાર્ય. અજબ—નવાઇ જેવું. રતે—મોસમે. સંસારી—સંસારમાં રહેલાં માણુસ. રમણુ—રમવાનો વખત. સ્વાભાવિક—એની મેળે થયેલી. ગંદી—મેલી સંત—સાધુ. સ્તવે—ગાય ભગવંત—પરમેશ્વર. લલકારી—હર્ષથી લંબાવીને. લલીત—નાજુક. લીલા—શોભા. વિસ્તારી—ફેલાવી. સચરાચર—બધી જગોએ વ્યાપેલો પરમેશ્વર. ચિદ્રુપ—પરમેશ્વર ભયહારી—બીકને લેઇ લે એવો. અકળ—જાણુવામાં ન આવે એવો. બ્રહ્માંડ—સુરજ, પૃથ્વી, તારા, ગૃહો વગેરે મળીને થયેલું છે તે. અખંડ—ભાગે નહિ તેવા. વિહારી—વિહાર કરનાર, રમનાર.

પાંચ રંગથી રંગેલાં કપડાં પહેરી આ ઋતુમાં કુદરત, (સૃષ્ટિ સૌન્દર્ય) જુદીજ રીતે શોભે છે.

વૃક્ષોએ જૂનાં પાંદડાં કાઢી નાંખી ચળકતાં, ને કુમળાં નવાં પલ્લવ ધર્યાં. આંબા ઉપર ઘણોજ મોર લટકી રહ્યો છે, જાણે તે ફૂલની કલગીઓ હોય.

વસંત ઋતુની સવારી આવી. વસંત ઋતુની શરૂઆતનાં આ ચિહ્ન છે. ૧

ઝાડોના થડને વેલાઓ પોતાની ડાળીઓ પહોળી કરીને વીંટાઇ રહ્યા છે, જેની ઉપર જુદા જુદા રંગનાં ફૂલનાં ઝુમખે ઝુમખાં આવી રહ્યાં છે, આવી રીતે ફૂલથી ભરેલી ઝાડી ઝુકી રહી છે. ૨

ફૂલથી ભરાયેલી ડાળીઓ પવનથી ડોલે છે, તે ફૂલ ખરી પડવાથી તેની નીચે ફૂલની પથારી પથરાઇ છે. હજારો ભમરા ફુલોની સુવાસ લેતાં લેતાં થાકી ગયા છે, અને ત્યાં બધું બ્હેક મારી રહ્યાં છે. ૩

ફૂલથી ભરેલી ડાળીઓ પવનથી ડોલી રહી છે, ને તે હીંચકા ઉપર પોપટ અને વહાલી મેનાં બેસીને હીંચે છે, વળી તે વિના બીજાં જુદા જુદા રંગનાં પીછાંવાળાં પક્ષીઓ મધુર સુર કાઢી રહ્યું છે, તેમાં કોયલના અવાજની તો બલીહારી છે. ૪

કોયલો કુકૂ કુકૂ કરી રહી પંચમ સુરને મળતો સુર કાઢી રહી છે. ધાડી ઝાડીમાં પશુઓની બોલીના પડઘા પડી રહ્યા છે, ને મનને હરી લે એવી, તેમ કામણગારો કુંજ સોભી રહી છે. ૫

દ્રાક્ષના માંડવા ઉપર લીલી અને આંખને ઠંડક આપે એવી લાખો દ્રાક્ષો થઇ રહી છે, જે બપોરના કુમળા તાપમાં તરસ્યા થયેલા માણસના હાથને લોભાવે તેવી છે, ( તરસ

મટાડવા માટે તે તોડીને ખાવા માટે હાથ લલચાય છે. તે ખાવાથી ગળામાં ઠાઢક વળી તરસ મટે છે ૬

ગુલાબના છોડને ગુલાબનાં ફૂલ આવ્યાં, અને સવારના પહોરમાં ગુલાબી ટાઢ વાવા માંડી, તેમજ સવારમાં ઠંડો, ધીમો, સુગંધવાળો ને સુખ કરે એવો પવન આવવા લાગ્યો. જે શરીરમાં ઉમંગ વધારે છે. ૭

પુરૂષો, સ્ત્રીઓ, છોકરા છોકરીઓ અને પશુ પક્ષીઓ ઉમંગમાં આવી, ભેગાં થઇ, હોંસથી રમી જમી રસિક હોરીઓ ગાઇને આનન્દ કરે છે. ૮

ચારે દિશાએ હોરીના રાગ સંભળાઇ રહ્યા છે, અને ચારે તરફ લગ્ન શરૂ થઇ ગયાં છે, ખરેખર લગ્નસરા (લગ્નગાળો) તો આ વસન્ત ઋતુમાંજ શોભે છે, લગ્નનો આચાર્ય આ વસન્ત ઋતુજ છે. જેણે આશ્ચર્યકારક તૈયારી કરી છે. ૯

આ પ્રમાણે આ ઋતુમાં સંસારી મનુષ્યની પાંચે ઇંદ્રિઓ તેમજ હ્રદય ખુશી થાય છે, હોળી એ રમવાનુ તથા આનન્દનું ઝરણું છે, સ્વાભાવિક રીત રાખીને ખરાબ શબ્દો બોલવાની ગંદી ચાલને નઠારી ગણી છોડી દો ૧૦

સંત—સાધુ—ભક્ત—લોકો ઊંચે સ્વરે લલકારીને આ વસન્ત ઋતુમાં પરમેશ્વરની સ્તુતિ કરે છે, જે પરમેશ્વરે આ જગતમાં ચારે તરફ જેને ઉપમા ન આવી શકાય તેવી નાજુક લીલા કરી મૂકી છે. ૧૧

હે સુંદર અને બધી જગોએ વ્યાપેલા પ્રભુ, તારો જય થાઓ, જય થાઓ, હે ભયને ટાળનારા પ્રભુ, તારો જય થાઓ, કળી ન શકાય, અખંડ અને અખીલ વિહાર કરનાર તારો જયજય થાઓ, એવું તન અને મનના ધારણ કરનાર પ્રભુ, તારો જય થાઓ, એમ નવલરામભાઇ કહે છે. ૧૨

---

## ગરબી ૪ થી.

### ગુણનું કજોડું—વહેમી સ્ત્રીનું વર્ણન.

કજોડું-ખોટું જોડું. વર ઘણો મ્હોટો હોય અને વહુ ન્હાની હોય, અથવા વહુ મ્હોટી અને વર ન્હાનો હોય તે વયનું કજોડું કહેવાય છે. ગુણનું કજોડું, વર વહુના ગુણ મળતા ન આવતાં એક બીજાથી ઉલટા હોય. જેમકે પુરૂષ ભણલો હોય, ને સ્ત્રી મૂર્ખી હોય, અથવા સ્ત્રી નીતિવાનને ભણેલી હોય, અને પુરૂષ દુરાચરીને અભણ હોય, તો તે ગુણનું કજોડું કહેવાય છે, વહેમી—વહેમવાળી, ગુમાની—ગુમાનવાળી, ગુમાન—અહંકાર ગર્વ. સ્વભાષા-પોતાની જન્મભાષા. શુદ્ધ—ચોકૂખી. ખગોળ—( ખ=આકાશ+ગોળ=ગોળો ) આકાશનો ગોળો, સૂર્ય, ગૃહો તારા વગેરે ખગોળમાં આવેલા છે. ઘુમે છે—ફરે છે. ચિત્ત મન. પ્રવિણ-હોશિયાર. રચે—બનાવે. પત્ર—કાગળ. સ્વદેશ—પોતાનો દેશ. તેનાથી ઉલટો શબ્દ પરદેશ. ( પારકો—બીજાનો દેશ ) મથે—મંડે ધુર્ત—ઢોંગી. ઢોંગી—ઢોંગ કરનારો, ધુતારો. ધાટમાં ફરે છે—નાશ કરવા માટે ફરે છે. સુભા-

ગણો—સારાં વ્યાખ્યાનો. રાજવીયો—રાજીયા, કતબા. નકાર—નહિ. નસીબ—પ્રારબ્ધ. મૂળથી—આરંભથી, શરૂઆતથી. ગરોડા—ઢેડના ગોર. પુંઠે—પાછળ. પરમ—મ્હોટો, ઘણો, ઇશ—પરમેશ્વર, ઇશ્વર. ગોવાળ—કૃષ્ણ. ગલીચી—ગંદી. ચાહ—ઇચ્છે. ભાખે—બોલે. ભુંડણી—ભુંડની માદા. વિવાહે—વિવાહમાં. વિષ્ટાખાય—નઠારૂં બોલે ફુટાણાં ગાય. પિડા—દુઃખ, વિદાય—કાઢી મૂકવું, જવું. મતિ—બુદ્ધિ. પ્રીત—માયા હેત સ્નેહ, સુહાય—ગમે, ગોઠે. તજવી—છોડવી. વહેવાર—કામકાજ, રણસ્તંભ—લઢાઇનો થાંભલો. વિનોદ—ગમ્મત વિલુવિલુ—ગભરાતી ગભરાતી, બેબાકળી વર્ત્તમાન—ચાલતો વખત. ગોઠે—ગમે. ઝોડઝપટ—ભૂત ડાકણ વગેરે. કામણ ટુમણ—વશ કરવાની વિદ્યા. કુટવા—છાજીયાં લેવા. નજર ઉતાર—નજર ઉતારવા માટે ત્રણ ભેગા મળેલા રસ્તા ઉપર ઉતાર મૂકવો. વય—ઉંમર વિરૂપ—ખરાબ. લાહ્ય—બળતરા, દુઃખ.

હે દેશી લોકો કહો કે, આ તે કજોડું કેવું કહેવાય ?

આ પુરૂષ તો ભણેલો ગણેલો ને પોતાની જાતનું અભિમાન રાખે તેવો છે, પણ ત્હેની સ્ત્રીથી તો પોતાની ભાષા પણ શુદ્ધ બોલી શકાતી નથી. ૧

બાઇ તો ભૂગોળને ખગોળમાં ફરે છે, ( એટલે ભૂગોળ ને ખગોળની હકીકતની જ રાત દહાડો વાતો કરે છે, તે બંને વિદ્યા ઘણી સારી રીતે જાણે છે) પણ બાઇનું મન તો ચુલામાંજ રહે છે. બાઇ તો ફક્ત રસોઇ પાણીજ કરી જાણે છે. તે ટીબકટું, ને નાગાસાકી, અથવા ચીકાગો શું છે ને ક્યાં છે તે બિલકુલ જાણતી નથી, તેમ મંગળની ગતિ અને

બૃહસ્પતિગૃહનો ઘેરાવો કેટલો છે. તે જરા પણ સમજતી નથી, એને તો રાત દહાડો ચુલાની એટલે ખાવાપીવાની વાતોમાંજ મન લાગેલું રહે છે. ૨

આ બુદ્ધિશાળી પુરૂષ તો નવાં નવાં પુસ્તકો બનાવે છે પણ તેની સ્ત્રીથી એક કાગળ સરખોએ વંચાતો નથી ! કાગળ વાંચવા જેટલું પણ તે ભણેલી નથી ! ૩

ભાઇ ( પુરૂષ ) તો પોતાના દેશને સુધારવા માટે રાત દહાડો મહેનત કરી રહ્યો છે, ત્યારે તેની સ્ત્રી કહે છે કે, જોઉં છું ખરી કે, તમે શી રીતે દેશનો સુધારો કરી શકો છો.૪

પુરૂષ તો ધૂતારાનો નાશ કરવા માટે ફરે છે, ત્યારે તેની સ્ત્રી તેવા ધુતારા માણસથી પૂજાય છે, ધુતારાને તે ઉત્તેજન આપતી હોવાથી તે તેને સ્વાર્થ માટે માન આપે છે. ૫

ભાઇ તો મોટી મોટી સભાઓમાં જઇ ત્યાં સારાં સારાં વ્યાખ્યાનો આપે છે, ત્યારે તેની સ્ત્રી, મરનાર માણસ પાછળ કુટવા જઈ, ત્યાં રાજીયા ગાય છે. ૬

પુરૂષ જ્યારે સુધારાની સભાઓમાં જાય છે, ત્યારે તેની સ્ત્રી પાપી માણસોના ટોળામાં (રાસ લીલામાં) જાય છે. ૭

પુરૂષ જ્યારે નશીબને શરૂઆતથીજ માનતો નથી, ને નશીબ એ કાંઇ છે જ નહિ એમ કહે છે, ત્યારે તેની વહુ પોતાના નશીબમાં શું લખ્યું છે તે પૂછવા માટે ગરોડા પાછળ દોડે છે. ગરોડા, ઘઉંના દાણા જોઇ તે ઉપરથી તેના નશીબની ભળતીને-જુઠી-વાતો કહે છે. ૮

પુરૂષ, જ્યારે પવિત્ર અને ઘણુા મ્હોટા પરમેશ્વરનું પૂજન કરે છે, ત્યારે તેની સ્ત્રી કૃષ્ણલીલાની ગંદી કવિતા ( કૃષ્ણ ગોપીની લીલાનાં શૃંગારી ગીત ) ગાવા માટે ચાહ્ય છે. ૯

પુરૂષ જ્યારે ભુલમાં-અજાણતાં પણ—અપશબ્દ બોલતો નથી, ત્યારે તેની સ્ત્રી લગ્નમાં જઇ ફટાંણાં ગાય છે. ( ફટાંણામાં એવા તો બિભત્સ શબ્દો હોય છે કે, તે અહિં લખતાં પણ શરમ આવે છે. ) ૧૦

હે દેશી લોકો, જો કદી એ બાપડો હારીને બધાં દુઃખ દુર કરે તો એને દોષ દેશો નહિ. ૧૧

જ્યાં આગળ છેક આવી જુદી જુદી રીતભાત અને અક્કલ છે, ત્યાં આગળ પતિ પત્નીને એકબીજા સાથે પ્રેમ શી રીતે બંધાય ? ૧૨

તેમ થયું હોય તો પછી પતિ પોતાની સ્ત્રી સાથે વાત એ શું કરે, ને ચિત્ત એ શી રીતે રાખે ? જ્યાં આગળ એક બીજા સાથે ગોઠતું આવે નહિ. ૧૩

ચાલતા વહેવારની વાત તો જવાજ દેવી, આવા ગુણોને લીધેજ ઘરમાં રણસ્તંભ રોપાય છે. ઘરમાં રોજ લડાઇ ટંટા થાય છે. ૧૪

ધણી કોઈ દહાડો વિદ્યા વિનોદની વાત કાઢે છે, તો સ્ત્રી તે બાબત ન સમજવાથી ગાભરી ગાભરી જુએ છે. વર્ત્તમાન પત્રોમાં આવતી વાત એને ગમતી નથી, કેમકે એની તો દુનિયાજ જુદી છે. અજ્ઞાન અને મળતા સ્વભાવની ન હોવાથી તેને આવી વાતોમાં રસ પડતો નથી. ૧૫

*એને (એટલે સ્ત્રીને) તો રાત દહાડો ભૂતપ્રેત અને મંત્રતંત્રનીજ વાતો ગમે, અથવા તો મરી ગયેલા પાછળ કુટવા જવાની વાતો હંમેશા પસંદ પડતી હોય છે. ૧૭

સ્ત્રી તો રાત દહાડો ખાવા પીવાની ને પહેરવા ઓઢ-વાની વાત જાણે, અથવા કોઇ માંદુ પડયું હોય તો નજર ઉતારવાનો ઉપાય જાણે. ૧૮

કવિ કહે છે કે હું બહુ શું લખું? થોડું લખેથી બહુ કરીને માનવાનું છે, અભણ અને વહેમી સ્ત્રી મુર્ખની રાજા છે. ૧૯

કદાપિ ઉમરનું કજોડું હોય તો તે હાય હાય કહેવાઇ ખરાબ ખરાબ કહેવાય છે. ૨૦

રૂપનું કજોડું પણ ખરાબ ગણાય છે, તો ગુણનું કજોડું ખરાબ કેમ ન ગણાય? ૨૧.

અરે સ્ત્રીઓ કેમ જરાએ વિચાર નથી કરતી, કે પુરૂ-ષોથી આ કજોડાનું દુઃખ કેમ વેઠાશે? ૨૨

આ સંસારમાં ગુણનું કજોડું બીજાં બે કજોડાંથી વધારે દુઃખ કર્તા છે, જેની બળતરા (દુઃખ) કદી પણ હોળવાતી નથી. (હંમેશા દુઃખ રહે છે.) ૨૩

નવલરામભાઇ કહે છે કે, આવી લાણ ઠામ ઠામ લાગી રહી છે (ઠામ ઠામ ગુણના કજોડાનાં દુઃખ છે) તે આંખ ઉઘાડીને જુઓ તો દેખાય. (બારીકીથી તપાસ કરો તો જણાઇ આવે.)

---

# ગરબી ૫ મી.

## બાળલગ્નના તમામ નુકસાનનો ઉપસંહાર.

ઉપસંહાર-સાર, સામટી ભેગી હકીકત. ખાડ-ખાડો. સુણતાં-સાંભળતાં. કંટાળો-અણગમો. કાળો-ખરાબ, ભયંકર. ઠાઠ-ભપકો. દૈવ-નશીબ. શીદ-શા માટે. પ્રકૃતિ-સ્વભાવ. વિરૂદ્ધ-ઉલટો. રંડા-રાંડેલી સ્ત્રી, સ્ત્રીઓમાં અપમાન વાચક ગાળનો શબ્દ છે. રૂઢી-ચાલ. રસાલો-ફળદ્રુપ. બળ-જોર. પૂર્ણ-પુરેપુરો. પ્રજાળ્યો-બાળ્યો. આદિ-બીજા. વૃદ્ધિ-વધારો. ખાળ્યો-રોક્યો. ધાડો-ટોળાં. હરી-લેઇ લીધી. સંભવ-આશા. ટાળ્યો-કાઢયો. વાળ્યો કાઢયો. અતિ-વધારે. વ્યભિચાર-નઠારી ચાલ. હડહડતો-ખરેખરો. કાળ-વખત. સમય કરાળો-ભયંકર. ભરજોબન-ખરી જુવાની. હાણ-નુકશાન રસાલો-ટોળું. સકળ-બધું. બળહીણ-જોર વગરનો. યશા-ળા-કીર્તિવંત. સકળ-બધું. તજી-છોડી. સ્વજન-પોતાનાં મા-ણસ. તારો-ઉદ્ધાર કરો.

અરે બાળલગ્નનું નામ બાળી નાંખો, અથવા તેને કોઈ ખાડામાં દાટી દો.

કેમકે બાળલગ્નનું નામ સાંભળતાં મ્હારા મનને કંટાળો આવે છે. બાળલગ્નથી પડતાં દુઃખ દેખીને બધો દેશ કાળો મેશ થઇ ગયો છે. દેશમાં નબળી પ્રજા થવાથી કીર્તિ ઝાંખી પડી ગઇ છે.

ગરીબ બાળક બિચારૂં લગ્નના કામમાં શું સમજે? આવો નકામો ઠાઠ શું કરવા માંડયો છે. ખાલી ભભકો શા માટે કર્યો છે?

તમે નશીબને શા માટે દોષ દો છો, તમે સ્વભાવથીજ ઉલટું કામ કરો છો.

બાળલગ્નનો નઠારો ચાલ તમે આંખ ઉઘાડીને જુઓ, કે તે નઠારો છે કે નહિ.

તે નઠારા રિવાજે આ સુંદર ને રસાળ દેશને સુકવી નાંખ્યો. છોકરા છોકરીઓના બળને બાળી નાંખ્યું. શરીર નિર્ધાત થઇ ગયું. એટલે શરીર સુકાઇ ગયું, ને તેથીજ સુકવી નાખ્યા જેવું થયું.

બાળપણમાં લગ્ન કરવાથી એટલે ન્હાની વયમાં સંસાર માંડવાથી બાળકના બળનો પાયો બધો બળી ગયો. ને તેથી ઉદ્યમ, ઉત્સાહ ને પરાક્રમ વગેરે જે બળની જુદી જુદી ડાળીઓ હતી તે બધી બળી ગઇ. મતલબ કે બળનો નાશ થવાથી ઉદ્યમ થઇ શકયો નહિ. શરીર નિર્ધાન થતાં ઉત્સાહ રહ્યો નહિ, ને તેજ કારણથી પરાક્રમનાં કામ થઇ શકયાં નહિ.

બચપણમાં લગ્ન કરી સંસારમાં જોડાયાથી વિદ્યા વૃદ્ધિનો પાયો મૂળથી અટકી પડયો. વહુ ઘેર આવવાથી છોકરાથી આગળ કાંઇ પુરેપુરૂં ભણી શકાયું નહિ.

કોઇ બ્રાહ્મણને કોઇએ પૂછયું કે, મહારાજ ભણ્યા છો કે તો કહે છે કે ભણ્યા તો નથી પણ પરણ્યા છીએ, અને પૈસામાં આ છોકરાંનાં ટોળેટોળાં છે ।

બાળ લગ્ને બળનો નાશ કરી બુદ્ધિ લેઇ લીધી, અને તે બે જવાથી સુખની આશા નાશ પામી.

તેથી હુન્નરકળામાં લોક પાછળ પડી ગયા, ને તેમ થતાં પૈસો બધો વિલાયત ગયો. વિલાયતના લોક બાળ લગ્ન નહિ કરતા હોવાથી હુન્નર કળામાં ઘણા આગળ છે તેથી હરેક જાતનો માલ મોકલવાથી પૈસો બધો તે દેશમાં જાયછે.

બાળ લગ્નથી કજોડાં થાય છે, જે કજોડાની અંદર અનેક પ્રકારનાં દુઃખ રહેલાં છે ને તેથી બાળ વિધવાની સંખ્યા વધતી જાય છે. તેમજ ઘણોજ વ્યભિચાર વધે છે.

આ બાળલગ્ને હડહડતો ને ભયંકર કલિયુગ આણ્યો, અને તેથીજ બાર વરસનાં છોકરા છોકરી, બાળકોનાં મા બાપ બને છે.

બાલલગ્નથી સ્ત્રી પુરૂષો ઢીંગલા ઢીંગલી જેવાં નબળાં અને અજ્ઞાન થયાં, ને તેણેજ ( બાળલગ્ને ) ભર જુવાનીમાં ઘડપણ આણ્યું, ને તેણેજ મરણનો વખત નજીક આણ્યો.

બાળલગ્નથીજ આપણી નાતોને જાતો બળ વગરની બ્હીકણ થઇ. અરે બાલલગ્નેજ આપણો રસાળ ભરતખંડ બાયલો કર્યો. બાળલગ્નથી હિન્દુસ્તાનના લોક બળ વિનાના થયા.

તમામ દુઃખોનું મૂળ આ બાલલગ્નજ છે. અને એજ જાતે કળિયુગ છે. એમ નક્કી વિચાર કરીને સમજો.

માટે નવલરામભાઇ કહે છે કે, બાળલગ્ન છોડી દઇને બધા માણસો પોતાના દેશને દુઃખમાં ડુબતો તારો.

( બાલલગ્ન છોડશો તો પ્રભુ, જરૂર જરૂર આપણા આ દેશને તારશેજ. એ નિઃસંશય વાત છે. )

---

# રાવળ છગનલાલ વિદ્યારામનાં પુસ્તકો

१ નિત્રાસિની અથવા સત્યનો જય ( એક ઉત્તમ નૉવેલ ) ... ... ... ... ... १-

२ વૈદક [illegible] ( જૂનાં હસ્તલિખિત પુસ્તકો ઉપરથી તૈયાર કરેલું પુસ્તક. ) .. ... ०-

३ મનુ ઋષિનાં નીતિ વચન. (મનુસ્મૃતિનો સાર બીજી આવૃત્તિ ) ... ... ... ... ०-

४ મજબ્રા ને ખજાનો. (મિ એજવર્થના સંગ્રહ જર્વાસનું ભાષાંતર ). ... ... ... ... ०-५-०

५ જીવહિંસા [illegible] બીજી આવૃત્તિ ... ... ०-४-०

६ સ્વચ્છતા, છઠ્ઠી આવૃત્તિ. ... ... ... ०-४-०

७ જીવજી જીવનચરિત્ર ... ... ... ... ०-२-०

८ ઋતુ વર્ણન [illegible]. ( ડૈ. મણિલાલભાઇએ સુદર્શનમાં ઉત્તમ અભિપ્રાય આપ્યો છે. ) ... ०-३-०

९ રાજ પીપળા સંસ્થાનની ભૂગોળ. (રાજ પીપળાની નીશાળો માટે ટેક્સ્ટ બુક તરીકે મંજુર થઇ છે )... ... ... ... ... ... ०-[illegible]-०

१० પંચેન્દ્રિય ચરિત્ર. જુદાં ( જુદાં જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિરસનાં ઉત્તમ હિન્દી કાવ્યોનો સંગ્રહ. ) ०-८-०

આ સિવાય વૈદક વિલાસ ભાગ બીજો, વૈદક વિનોદ, જીવહિંસા નિષેધ ભાગ બીજો અને ગુ. પંચચી સા. પરિ- માટે લખેલો કૃષિકાર મીમાંસાનો નિબંધ છપાવવા વિચાર છે આગાઉથી ગ્રાહક થનારને સારો ફાયદો મળશે માટે જરૂર હોય તેમને નામ નોંધાવવા સારૂ વિનંતિ કરવામાં આવે છે.

ઉપરની દવાઓ તથા પુસ્તકો લુણાવાડામાં કર્તા પાસેથી, મળશે. ઠે હાટાના કુવા પાસે. વાયા. ગોધરા.